# પ્રસ્તાવના.

એક ભાટના કવિત ઉપરથી આ વાર્ત્તા લખવાનો અમે પ્રયત્ન કર્યો હતો; ઇશ્વરકૃપાથી અલ્પ સમયમાં અમારો પ્રયત્ન સફળ થયો છે, અને આ એક નાની વાર્ત્તા સુજ્ઞ વાંચનારની સમક્ષ પ્રગટ કરવામાં આવી છે. આ વાર્ત્તાના બે વિભાગ કરવામાં આવ્યા છે; તેમાંનો પ્રથમ વિભાગ હાલ અમોએ પ્રગટ કર્યો છે અને દ્વિતીય વિભાગ અમારા તરફથી હવે પછી પ્રગટ થશે.

આ કામમાં અમારા મિત્ર ડાહ્યાભાઈ મગસિંહજીએ અમને સારી મદદ કરી છે, માટે તેઓનો હું ઘણો આભારી છું.

આ અમારો પ્રથમનો પ્રયત્ન છે, જેથી તેમાં કોઇપણ ઠેકાણે કલમ દોષ હોય તો કૃપા કરી વાંચનાર સુધારીને વાંચશે અગર સુધારવાને અમારી તરફ મોકલાવશે તો તેમનો મોટો ઉપકાર માનીશ.

☛ જે સજ્જનોને આ વાર્ત્તાનો દ્વિતીય વિભાગ લેવાની આપેક્ષા હોય, તેમણે પ્રથમથી ગ્રાહક થવા ચૂકવું નહિ. પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી દ્વિતીય વિભાગની કિમ્મત રૂ. ૦-૨-૦ લેવામાં આવશે, અને પાછળથી લેનારને રૂ. ૦-૩-૦ આપવા પડશે. જેઓને ગ્રાહક થવાની આપેક્ષા હોય તેઓએ નીચેના સરનામે લખવું.

સંવત્ ૧૯૫૬, આશ્વિન શુકલ પક્ષ ભોમવાસર.

**રામચંદ્ર બળવંતરાવ.**
ઠે૦ ત્રણદરવાજા બાબુરાવનો મહોલ્લો, મુ. અમદાવાદ.

# સિદ્ધપુરની

# રાજ્યકુમારી.

## પ્રથમ વિભાગ.

### પ્રકરણ ૧ લું.

### ઘોડેસ્વારનું ટોળું.

વર્ષારૂતુ હોવાથી અરવલ્લી પર્વતોમાંના એક સ્થળની શોભા નેત્રને આનંદાશ્ચર્ય પમાડતી હતી. તે સ્થળ પર્વતોની મધ્ય ભાગમાં આવેલું હતું, અને તેની ચારે બાજુએ નાનાં નાનાં પર્વતોએ ઘેરો ઘાલ્યો હતો. અંદર જવાને ચારે દિશાએ ચાર ધોરી માર્ગ હતા. તે સ્થળ સર્વ રૂતુમાં આશ્રમ લેવા યોગ્ય હતું, તેથી પ્રવાસી જનો કોઈ કોઈ વાર ત્યાં વિરામ લેતા હતા. ઘેરો ઘાલી સુતેલા પર્વતોને લીલી હરીયાળી અને નાનાં નાનાં ભિન્ન ભિન્ન જાતિનાં વૃક્ષોથી શણગારેલાં હતાં. વૃક્ષોની ઘટા એવીતો સુંદર હતી કે જોનારને તે અત્યાનંદ ઉત્પન્ન કર્યા વિના રહેજ નહિ. વરસાદનું પાણી પડતું તે લીલી હરીયાળીને કચરતું, કિશોરવયના વૃક્ષોને ( છોડવાને ) છુંદતું, અને આમથી તેમ આડું અવળું ચાલી અપગા રૂપ બની, આગળની નદીઓને જોસબંધ ચાલવામાં મદદ કરતું હતું.

વૃક્ષોપર રંગ બેરંગી સુંદર પક્ષીઓ ઝીણાં અને મધુર રાગોથી ગાતાં હતાં. કોઈ કોઈ વખતે વિજળીનો ચમકારો થતો, ત્યારે તેઓમાંના કેટલાકની સોનેરી પાંખો ચળકતી હતી. સુંદર લીલા, લાલ, આસમાની, અને કિરમજી પાંખોવાળા પક્ષીઓ એક વૃક્ષથી બીજે, અને બીજેથી ત્રીજે, એમ અનુક્રમે ઉડતાં હતાં. જ્યારે તેઓના ઉપર વૃષ્ટિ થતી ત્યારે તેઓ આનંદભેર આમથી તેમ નાચતાં કુદતાં ન હોય ! એમ જોનારને સ્પષ્ટ માલમ પડતું. જેમ કોઈ સ્ત્રી, પુરૂષ, અને પદાર્થ ને તેનો યોગ્ય શણગાર મળવાથી તેનામાં પ્રાચિનરૂપ કરતાં વિશેષ સૌંદર્યતા જણાઈ આવેછે, તેમ હાલ આ પર્વતોને કુદરત તરફથી તેઓનો યોગ્ય શણગાર બક્ષીસ મળવાથી તેનામાં પ્રાચિન રૂપ કરતાં જે વિશેષ સૌંદર્યતા પ્રકાશી નિકળી હતી તે જોનારના નેત્રને અતિ આનંદ અને સંતોષ પમાડતી હતી.

આ રમણિય પર્વતોના અંદરના ભાગમાં એક વિશાળ વટદ્રુમ આવેલું હતું. તે વૃક્ષની નીચે એક ગંજાવર દેવાલય હતું. કાળચક્રના ફરીજવાથી તથા મ્લેચ્છ જેવા દુષ્ટ જનોના પરિચયથી તેમાંનો કેટલોક ભાગ ખંડિત થયો હતો.

સાંજનો સમય હતો, અને આકાશ મેઘાડંબરથી આચ્છાદિત્ હતું. આ સમયે અરવલ્લી પર્વતોપર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. તે કાળે પર્વતોના સમીપ થઈને દસ પંદર અશ્વસ્વારોનું વૃંદ મારતે ઘોડે ચાલી આવતું હતું. ઘોડાઓના મ્હોંઢામાંથી ફીણના લોચા નીચે પડતા હતા; દીર્ઘ પ્રવાસથી અને અવાટ માર્ગથી તેઓ વારંવાર ઠોકર ખાતા હતા; પણ તેઓપર બેસનાર સ્વાર કાંઈ કાચાપોચા નહતા કે ઉથલી પડે. તેઓને હાલમાં વિરામ લેવાની ઘણી જરૂર હતી; અને અલ્પસમયમાં પોતાનો તર્ક પોતાના માલિક પૂરો

પાડશે, એવી આશાએ ધણીના કહેવા મુજબ તેઓ જોરાથી દોડતા હતાં. સ્વારો પણ ક્ષુધાથી, દીર્ઘ પ્રવાસથી, અને વૃષ્ટિથી કંટાળી જઈ આમતેમ પોતાના તીક્ષ્ણ નેત્રોવડે વિરામ સ્થળ શોધતાં હતાં. પણ સર્વ નિરર્થક !! તેઓ વધારેને વધારે કંટાળી જઈ શ્રમિત થતાં હતાં. વરસાદે પણ તેઓને સતાવવામાં કાંઈ કસર રાખી નહતી. પણ તેવામાં તેઓની તરફ જગત્ કર્ત્તા મહાન્ પ્રભુએ દૃષ્ટિ કરી. તેઓના અશ્વ ઉપરના સ્થળ સમીપ આવી અટક્યા.

જ્યારે સ્વારોએ આ સ્થળ જોયું તથા આપણા સર્વનો અહીંઆ ખુલાશાથી સમાસ થશે—એમ તેઓની પૂર્ણ ખાત્રી થઈ—ત્યારે તેઓને અત્યાનંદ થયો, અને તેઓએ જગ ન્નિયંતાનો વિનય પૂર્વક ઉપકાર માન્યો. તેઓમાંનો જે પ્રમુખ હતો, તેણે સર્વને કહ્યું કે—આ સ્થળ આશ્રમ લેવા યોગ છે, માટે આપણે સર્વ અહીંજ મુકામ કરીએ. તેના ઉત્તરમાં સર્વએ હા કહી અને ચટોચટ ઘોડાપરથી ઉતરી પડ્યા.

તેઓએ ભીનાં વસ્ત્ર કાઢી પાસે રાખેલાં સૂકાં વસ્ત્ર પહેર્યાં. એકે સુંદર આસ્તરણ પાથરી તેમના પ્રમુખને બેસાડ્યો, અને ભાતાના ડબ્બા કાઢી સર્વ અલ્પ સમય સુધી હોઠ હલાવ્યા લાગ્યા. આ કામ પૂરૂં થયું એટલે એકે ચકમકથી તો પાસે રાખેલા સૂકા કોયલા સળગાવ્યા, અને ચલમ ભરી હુક્કો તૈયાર કર્યો.

તેમના પ્રમુખની વય આશરે ૧૬–૧૭ વર્ષની હશે, પણ આટલી કિશોર વયમાં તે કેટલીએક બાબતોમાં નિપુણ હતો; તેમજ ધીર, બુદ્ધિવાન, વિરલો, અને સમય સૂચક બુદ્ધિવાળો હતો. તેના સેવકો પણ વિશ્વાસુ અને નિમકહલાલ હતા. જ્યાં તેમના પ્રમુખનું સ્વેદ બિંદુ પડે ત્યાં તેઓનું શોણિત બુંદ પડ્યા વિના રહેજ નહી; અર્થાત્ તેના વાસ્તે તેઓ પ્રાણ આપવા તત્પર થતા હતા.

સઘળા નિશ્ચિંત પણે હુક્કા ગડગડાવા લાગ્યા, અને માંહોમાંહે વાતોના ગપાટા મારવા લાગ્યા. આશરે બે ત્રણ ઘડી પસાર થઇ એટલે તેમનો પ્રમુખ ઉપરા ઉપરી બગાસાં મારવા લાગ્યો. આપણો પ્રમુખ નિદ્રાવશ થવાની તૈયારીમાંછે, એવું જ્યારે સર્વેએ જાણ્યું ત્યારે તેઓએ પોતાના મ્હોંઢાને તાળાં માર્યા, અને તેમના પ્રમુખને નિશ્ચિંતે નિદ્રા લેવા દીધી. તેમનામાંનો એક કે, જેને આજ રાત્રે ચોકી કરવાની હતી, તેજ માત્ર શસ્ત્ર ધારણ કરી સાવધાન થઇ આમથી તેમ ફરવા લાગ્યો; બાકીના સર્વે પોતપોતાને યોગ્ય લાગે તેવા સ્થળે ઉનની કાળી ધાબળીઓ પાથરી નાક બોલાવવા લાગ્યા.

જે સમયે અહીંઆં સર્વે શાંત અને મરણથી ઉતરતી સ્થિતિમાં હતા અને કેવળ એકજ મનુષ્ય સાવધ હતો, તે સમયે આકાશમાં પણ સર્વે શાંત અને માત્ર એકજ જણ સાવધ હોય એમ જણાતું હતું. જે આકાશ શ્યામ અને જળથી ભરેલી વાદળીઓથી ભરપૂર, તથા આભાસને માટે પ્રસંગે પ્રસંગે વિદ્યુતનો ચમકાર, તે આકાશ હાલ સ્વચ્છ આસમાની રંગનું, વાદળીઓને બદલે પ્રકાશીત તારા, તથા વિદ્યુતના આભાસને બદલે તેજસ્વી શીતલ ચંદ્રમાના પૂર્ણ પ્રકાશથી આચ્છાદિત થઇ રહ્યું હતું. ઉપર વર્ણવેલા જે પર્વતોપર લીલી હરીયાળી અને નાનાપ્રકારના રાની વૃક્ષો, તથા સ્વેત મોતી જેવડા વરસાદના પાણીના બિંદુઓપર, જ્યારે આકાશના મધ્ય ભાગમાં આવેલા ચંદ્રમાનો પૂર્ણ પ્રકાશ પડતો, ત્યારે જે તેની અતુલ સૌંદર્યતા ખીલી નીકળતી તે, અને લીલા રંગની રમણિક ભૂમિની જે અધિક રમ્યતા થઇ રહી હતી તે લખવા અમારી કલમ અશક્તછે; પણ એટલું તો કહી શકાય છે કે આ સ્થળની શોભા હાલ ઇંદ્રપુરી સમાન થઇ રહી હતી. જો કદી અપ્સરાઓ આ રળિયામણા સ્થળે રમવા આવે તો તેમાં વિસ્મય થવાજોગ એકે પ્રયોજન નિકળી આવે નહીં.

મધ્ય રાત્રિના સમયે રાની પશુઓના ભયંકર નાદથી આ સ્થળ જરા ભયભીત લાગતું હતું; પણ જે ચોકીદાર ભુકાની બીડી નિર્ભય પણે ચોકી કરતો હતો, તે આથી કિંચીત પણ બીએ તેવો નહતો. તેતો નિશ્ચિતપણે આમથી તેમ હેરા ફેરા ખાતો હતો; પણ આ સઘળું અલ્પ સમય પર્યંત રહ્યું; ભયંકર રાત્રિ પસાર થઇ, અને ખુશનુમા પ્રાતઃકાળનો સમય સમીપ આવ્યો. પૂર્વ દિશાતરફ ઝાંખો પ્રકાશ માલમ પડ્યો એટલે તે ચોકીદારે સર્વને ઊઠાડ્યાં. ત્વરાથી સર્વ ઉઠ્યા અને નિત્ય નિયમથી મૂક્ત થઇ, શસ્ત્ર વસ્ત્ર ધારણ કરી અશ્વોપર સામાન નાંખ્યો.

તેઓનો પ્રમુખ ઉઠ્યો એટલે એકે તેને પાણીથી ભરેલો ચાંદીનો કળસ આપ્યો. તે પણ નિત્ય નિયમને અનુસરી તૈયાર થયો. રેશમ, કિનખાબ, મલમલ આદિ ઊંચી જાતના સુશોભિત વસ્ત્રો તેણે ધારણ કર્યાં; અને કમરપટામાં મખમલના મિયાનવાળી તથા સુવર્ણના મુઠવાળી શિરોહીની લાંબી તરવાર લટકાવી. પછી આ ખુબસુરત અને યુવાન માણસ પોતાના અશ્વ ઉપર આરૂઢ થયો. પ્રમુખની આજ્ઞા થઇ એટલે સર્વે જણું ઘોડેસ્વાર થયા. તદ્દનુસાર તેઓએ અલ્પ સમય સુધી જગત્ કર્તાની આરાધના કરી. તેમના પ્રમુખે ભાલાવતી કાંઇક ઇસારત કરી એટલે સર્વએ ઘોડા તબડાવી મૂકયા.

---

## પ્રકરણ ૨ જું.

### સિદ્ધપુરનો રાજ્યમહેલ.

ગુજરાતમાં સરસ્વતીને ત્રટે શ્રીસ્થળ ( સિદ્ધપૂર ) ગામ આવેલું હતું. તે હિંદુઓની યાત્રા માટે પ્રસિદ્ધછે. સિદ્ધપૂરના મધ્ય ભાગમાં રાજ્યમેહેલ આવેલો હતો, તે ઘણોજ સુશો-

ભિત હતો; તેમજ સુંદર કમાનો તથા નકશી કામથી ભરપૂર હતો. મેહેલને એક મજબૂત દરવાજો હતો, અને તેની લગો લગ એક વિશાળ ઓટલા ઉપર કેટલાંક હથિયારબંધ માણસો ચોકી કરતાં હતાં. દરવાજાની અંદર જતાં સુંદર આરસનો ચોક આવતો, અને ત્યાંથી થઇ મેહેલાના દરેક જુદા જુદા ભાગોમાં જવાતું હતું. તે મેહેલના એક વિશાળ અને શોભાયમાન દિવાનખાનામાં કોઇ બેજણ ધીમે ધીમે વાતો કરતાં હતાં. તેઓ કાંઇક અગત્યની વાતો કરતા હોય, એમ તેમના મુખાર્વિંદ ઉપરથી અનુમાન બંધાતો હતો. તે બેમાંથી એક પુરુષ હતો, અને એક સ્ત્રી હતી. પુરુષે લગભગ ત્રીશ શિયાળા જોયા હશે; તે શરીરે ગૌર વર્ણનો તથા બળવાન હતો. તેણે નાગપુરી ઉંચી ધોતી પહેરી હતી, તથા મલમલનું બદન અને તેપર ઉંચી જાતના કિનખાબની બંડી પહેરી હતી. જે સ્ત્રી હતી તેની વય આશરે ૨૫ વર્ષની હતી. તેણીએ રેશમી ચરણો પહેર્યો હતો, તથા તે પર જરીના બુટ્ટાવાળો રેશમી ચોરસો ઓઢ્યો હતો. મૂલ્યવાન આભૂષણોની તેના શરીરપર કાંઇ ખોટ નહોતી. તેણીની ઉમ્મર તો આશરે ૨૫ વર્ષની હશે, પણ ખુબસુરતી તથા નાજુકાઇથી તે ૧૭-૧૮ વર્ષની જણાતી હતી પોતાના ભ્રમર જેવા કાળા તથા રેશમ જેવા નરમ વાળ તેણીએ છુટા મૂક્યા હતા; તે તેણીની સાંકડી કમ્મરમાં અથડાતાં હતાં, અને તેમાંથી ખુશબોદાર સુવાસ પ્રસરતો હતો. તે ઘણીજ રૂપાળી હતી તેમજ તેણીના સર્વ અવયવો મોહ ઉત્પન્ન થાય તેવા નાજુક હતા.

જે પુરુષ હતો તે સિદ્ધપૂરનો રાજા હતો, અને તેનું નામ કીર્તિસિંહ હતું. તે શાંત, દયાળુ, તથા ન્યાયી હતો. તેનામાં વિરતાનો જુસ્સો હતો, પણ તે સમયવર્તીને બજાવ-

તો હતો. આ રાજાને કાંઈ વિસ્તિર્ણ રાજ્ય નહતું; પણ તેને તો સિદ્ધપૂર અને તેની આસપાસના કેટલાએક ગામો હતાં. રાજાતરફથી પ્રજાને સત્ય ન્યાય મળતો, તેથી પ્રજા ઘણી સુખી તથા આબાદ હતી. જે સ્ત્રી હતી તે કીર્ત્તિસિંહની અર્ધાંગના હતી. કીર્ત્તિસિંહને માત્ર તે એકજ રાણી હતી. તે ઘણી સ્વરૂપવાન તથા સ્વભાવે મળતાવડી હતી.

કીર્ત્તિસિંહ ધીમેથી બોલ્યો " પ્રિયા! આપણી વચ્છુ હવે લગભગ પુખ્ત ઉમ્મરની થવા આવીછે. માતુપિતાની ફરજછે કે પોતાના સંતાનને બાલ્યાવસ્થામાં યોગ્યશિક્ષણ આપવું તથા પુખ્ત વયે યોગ્ય સ્થળે પરણાવી દેવું. વળી આર્યદેશ તથા હિંદુધર્મની રૂઢીને અનુસરી હવે વચ્છુના લગ્ન કરવા જોઇએ." જે તેની રાણીનું નામ કમલાદેવી* હતું તે બોલી, " પ્રાણેશ! એ સર્વ સત્યછે, પણ તેને કોની સાથે પરણાવવી! મને તો તેના લાયક એકે વર જડી આવતો નથી." રાજા-" પ્રિય! આ તમારૂં બોલવું ભુલ ભરેલું છે. તેના યોગ્ય વર કેમ નહિ હોય! જગત્ કર્ત્તા મહાન્ ઇશ્વરે જ્યારથી આપણી પ્રિય પુત્રીને ઉત્પન્ન કરી હશે ત્યારથી તેના ભવનો સાથી પણ મુકરર કરી રાખ્યો હશે." આશ્ચર્યતાથી કમળા બોલી, "શું તે ખીલતાગુલાબની સુવાસ લેનાર કાંઈ ભાગ્યશાળી આપની દ્રષ્ટિ મર્યાદમાં છે?!! જો હોય તો તેનું નામ વિદિત્ કરવા કૃપા કરશો?" રાજા-" ભાગ્યશાળી અગર હીણભાગ્યશાળી મળવો એતો આપણી પુત્રીની ભાગ્યગતિ ઉપર છે. કદાચ આપણે સુભાગ્યશાળી શોધી કાઢીએ, પણ પુત્રીનું ભાગ્ય હીણું હોય તો તેની અસર તેપર બેસે, અને તેનાં માઠાં પરિણામ આવે, એમ હું

---

* આ તેનું ખરૂં નામ નથી.

ધારૂંછું. માટે એ સર્વનો તો પુત્રીના ભાગ્યઉપર આધાર રાખવાનોછે. પણ અલબત! આપણાથી બને તેટલા અમે તો સારો વર શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ, પછી તો ઇશ્વરેચ્છા!! વળી તેનું નામ પણ હું કહુંછું; તમારાથી તે કાંઇ ગુહ્ય રાખવાનું નથી." કમળા—" સત્વર મને કહો." રાજા—" દેવીસિંહને તો તમે ઓળખોછોને?" કમળા "ના." રાજા—" ઉદેપુરના રાણા (પ્રખ્યાત રાણા પ્રતાપસિંહનો પુત્ર) અમરસિંહછે તેની પાસે તે રહેછે. વળી ગયા વર્ષે અહીંઆ પણ તે આવ્યો હતો." કમળા—" હા, હા હવે મેં ઓળખ્યા." રાજા—" કેમ એ તમારી નજરમાં બેસે છે ને? મને તો હાલ એ સમ અવર કોઈ જણાતો નથી." કમળાદેવી—" જેવી પ્રાણેશની ઇચ્છા; હું તો આપનીજ ઇચ્છાનુસારે વર્તવાની." રાજા—" ત્યારે હવે આપણે પુરોહિતને શ્રીફળ લઈ મોકલવો જોઇએ. વળી તપાસ કરતાં એમ પણ જણાઈ આવ્યું છે કે વખ્તુ તેનાપર મોહિત છે; અને તેની સાથે લગ્ન કરવા ઘણી ખુશી છે." કમળા—" પણ વખ્તુએ તેમને ક્યારે જોયા હશે?" રાજા—" તમે કેમ ભૂલોછો?! અરે તમે આટલા બધા ભોળા સ્વભાવના ક્યાંથી? ગઈ વર્ષાૠતુની પ્રારંભમાંજ આવ્યો હતો, વળી તે અહીંપણ થોડા દિવસ રહ્યો હતો." કમળા—" હા, હા. હવે મને સાંભરી આવ્યું, વળી જ્યારે રાજકુમાર અહીંથી પોતાને દેશ જવા નિકળ્યા, ત્યારે વખ્તુએ ગદ્દગદિત કંઠે અચકાતાં અચકાતાં કહ્યું "હવે—મને—ફરીથી—ક્યારે" એટલું જ તે બોલી શકી; તેનું હૈયું ભરાઈ આવ્યું, અને તેના ચહેરાપરનો ગુલાબી રંગ ઉડી ગયો. કેટલાક દિવસસુધી તેણીએ પૂરતું ખાધુંએ નહિ, અને ગાંડાજેવી આમથી તેમ ફરતી ફરી." રાજા—" કેમ! હવે તમારી પૂર્ણ ખાત્રી થઇને?"—કમળા

"હા પ્રાણેશ ?" રાજા–"વળી તેમાં રૂપ અને ગુણ બેઉછે" કમળા–"વાહરે તમારી ચાતુરી!! તમે તો ઠીકજ મારી લાડકીને કાજે વર શોધી કાઢ્યો! મારી વખ્તુના લાયકજ છે હો!!"

જ્યારે આ પ્રમાણે તેઓ માંહોમાંહે વાતો કરતા હતા, ત્યારે ભગવા વસ્ત્ર ધારણ કરેલા અને પશ્ચિમ દિશા તરફ જતા સૂર્ય દેવે તેમને એક બારીમાંથી જોયાં. આથી કીર્ત્તિસિંહ બોલ્યો–" રમણી! સૂર્યાસ્ત થવાની તૈયારીમાં છે. હવે મારે અંહીઆથી ઉઠવું જોઇએ." પણ તેટલામાં મેહેલની સમીપ કેટલાએક અશ્વોનો પગરવ તથા માણુસોની કોલાહલ કાને પડી. કીર્ત્તિસિંહ ત્વરાથી નીચે ઉતર્યો. અને જોયું તો દસપંદર અશ્વ સ્વારો ત્યાં આવી ઉભાછે.

કીર્ત્તિસિંહને જોતાંજ પેલા પ્રવાસી અશ્વશ્વારોનો પ્રમુખ અશ્વપરથી નીચે ઉતર્યો, અને નીચાનમી ઘણાજ માનપૂર્વક તેને નમસ્કાર કર્યો. બેઉ અરસપરસ ભેટયા અને મુખ ઉપર ખુશાલીના ચિન્હ દેખાડ્યા. પછી કીર્ત્તિસિંહ બોલ્યો—"દેવીસિંહ! ઘણા દિવસે આ તરફ પગલાં કર્યાં." આમ કહી તેણે એક સેવકને કાંઇક ઇસારત કરી, અને પોતે તથા દેવીસિંહ મેહેલના એક દાદરાપર ચડી ગયા.

---

## પ્રકરણ ૩ જું.

## ખુબસુરત છોડી.

વાંચનાર! ગઇ સાંજરે આવેલા પ્રવાસી કોણ હશે? શું તમો તેઓને ઓળખવા અસમર્થછો? લ્યો એમજ હોય તો હું તમોને ઓળખાવું. તમો સાંભળશો? અરવલ્લી પર્વતોમાં જે અશ્વારો ઘોડા દોડાવતા હતા, અને જેઓને પર્વતોની મધ્ય ભાગમાં આવેલા દેવાલયમાં રાત્ર પસાર કરવી પડી

હતી. તેજ આ પ્રવાસી અશ્વારો. તેઓમાંનો જે પ્રમુખ હતો, તેનુંજ નામ દેવીસિંહ હતું. હવે આપણે તેને દેવીસિંહ નામથી ઓળખીશું.

સૂર્ય ઉદય થતાંજ દેવીસિંહ પોતાના સેવકોસહ સ્નાન કરવા ગયો. સરસ્વતી નદીમાં સ્નાન કરી બ્રાહ્મણોને દક્ષણા આપી; તદનુસાર તેઓ ગામમાં આમ તેમ ફરી મેહેલ પ્રતિ પાછા આવ્યા. સર્વ પોતાને ઉતારે ગયા. જે અર્થે દેવીસિંહ શ્રીસ્થળમાં આવ્યો હતો, તે અર્થ પરિપૂર્ણ થવાથી તેને અતિ આનંદ થયો. પણ આથી તેની સર્વ આકાંક્ષા પરિપૂર્ણ થઇ એમ અમો કહી શકતા નથી. હજુ તેનો જે મુખ્ય મનોરથ હતો તે અલ્પ પણ સંપૂર્ણ થયો નથી, અને તેજ અર્થ પરિપૂર્ણ કરવા તે મેહેલના એક દાદરપર ચડ્યો.

જ્યારે તે એક અગાસીપર આવ્યો ત્યારે એક આકૃતિ તેની દૃષ્ટિએ પડી. આથી જરા તે ખમચાણો. અલ્પવેળામાં જણાઇ આવ્યું કે તે કોઈ અંતઃપુરની મહલ્લિકા છે. તતક્ષણ તે સ્ત્રી બોલી–"કોણ રાજકુમારશ્રી દેવીસિંહ કે ?" દેવીસિંહ– "હા કેમ ગોમત કુશળતો ખરા"? "આપના પુણ્યપ્રભાવથી કુશળ તો છિએ, પણ, કુમારશ્રી ! બહુ દિવસે આ દાસીને દર્શન દીધાં." દેવીસિંહ–"શું કરીએ રાજકાજમાંથી અવકાશ મળતો નથી.

ગોમત હતી તો એક દાસી, પણ ઘણી ચતુર, સદ્‌ગુણી, વાચાળ અને નિમકહલાલ હતી. તેણીએ દેવીસિંહ સામું જોયું તો તેનો ચ્હેરો ઉત્સુક જણાયો. તે પામી ગઇકે, આને કોઇ પણ વિષયની ઉત્કંઠા છે, અને જે વિષયની તેને ઉત્કંઠા હતી તેનો પણ ભાવાર્થ તે સમજી શકી. તે ધીમેથી બોલી. "કુમારશ્રી ! હવે શી આજ્ઞા છે ? આ દાસી તે પરિપૂર્ણ રીતે બજાવશે." જરા સંકોચતા–"આજ્ઞા તો કાંઇ નથી

પણ મારે તમને કાંઇક પૂછવું છે. (અચકાતાં) પણ કહેતાં જરા લજ્યા આવે છે," મલકાતા ચ્હેરે ગોમત બોલી, "સરખે સરખા હોય ત્યાં લાજ કેવી!" "કહેવાનું એટલુંજ કે તમારાં નાનકડાં બાઇ સાહેબ ક્યાં છે?" "ઓહો! તેમાં શરમાઓ છો શું કરવા? મારી સાથે ચાલો તમને બતાવું." "વારૂ તે શું કરે છે?" "કરતી તો કાંઇ નથી, માત્ર તમારૂં જ ચિંતવન કરે છે." "અરે! આતો આશ્ચર્ય જેવી વાત! શું આ તમે સત્ય બોલો છો?" "સત્ય નહિ તો શું અસત્ય! સમક્ષ ચાલો એટલે સર્વ માલમ પડી આવશે."

આમ કહી તેઓ ચાલવા લાગ્યા; અનુક્રમે કેટલાએક ઓરડાઓ પસાર કર્યા બાદ એક ઓરડા પાસે તેઓ આવ્યા એટલે ગોમત બોલી, "તમે અહીંઆજ થોભો, હું જ્યારે બોલાવું ત્યારે તમો આવજો. આમ કહી તેણીએ ઓરડાના દ્વાર ઉઘાડ્યા અને અંદર દિક્ષીત થઈ. માંહે જઈ જુએ છે તો એક સુંદર કોચ ઉપર વિધાતાનો અપૂર્વ બનાવટનો નમુનો—એક અતિ લાવણ્યવતી મુગ્ધા બેઠેલી હતી. હજુ તે તરૂણીના ચ્હેરા ઉપરથી કૌમાર્યતા ખશી નહતી, હજુ તેના સોનેરી કેસ સંપૂર્ણ રીતે શ્યામ થયા નહતા, હજુ તેના મુખ, ઉપરથી બચપણનું નિર્દોષ પણું બરાબર વિસર્જન થયું નહતું, તથા હજુ તેને બાળકીજ કહી બોલાવતા હતા. તેનું અનુપમ સૌંદર્ય જોઈ અપ્સરાઓ પણ મનમાં શરમાતી હતી.

તે બાળિકા નિચી દૃષ્ટિએ કોચ ઉપર મૂકેલા રૂપેરી થાળમાંથી મોતી લેઈ કાંઇકિ હાર જેવું ગુંથતી હતી. તેવામાં માણસના પગલાનો અવાજ સંભળાયો તેથી તેણીએ ઉંચું જોયું તો તેની દાસી ગોમત આવતી જણાઈ. "ગોમત! તું કેમ હસે છે? શું તું આજ કાંઇકિ આનંદમાં છે?" "બાઈ સાહેબ! હું એકલી કાંઈ આનંદીત નથી—તમારા મોંટે શઅ-

વાર આનંદ છે. " " શું મારા વાસ્તે આનંદ?!! અરે! એ શબ્દ તો મારા સ્વપ્નમાં પણ આવ્તો નથી. " જાણી જોઇને વધારે દુઃખી કરવા તે બોલી, " તમને કયું કષ્ટ છે કે સ્વપ્ને પણ આનંદ નથી? રાજ્યથી વળી વિશેષ કયું સુખ જોઇએ? શું રાજ્ય સુખ આનંદ ઉત્પન્ન કરતું નથી?" તે બાળિકા—" રાજ્ય હોય કે મહારાજ્ય હોય પણ જેની જે-નાપર સ્પૃહા હોય તેને તે પ્રાપ્ત થાય, તેના જેવું હું તો અન્ય સુખ જાણુતી નથી. જો કોઈ પુરૂષ ઘણા ઉમંગથી બ્રાહ્મ-ણને મક્કે લઈ જાય તો શું તેમાં તે આનંદ માનશે? તેમજ કોઈ મુસલમાનને પવિત્ર કાશીક્ષેત્રમાં લઈ જાય તો તેમાં તેને આનંદ ઉત્પન્ન થશે? વળી કોઈ આંધળાને આરસી આપે તો શું આંધળો તેથી ખુશી થશે? મુઢ માણુસને વિદ્યાનો મોટો ભંડાર આપે તો શું તેમાં તે સુખ માને? નાના; પણ જેની જેના ઉપર ઇચ્છા હોય તેને તે પ્રાપ્ત થાય તો તેમાં તે અત્યંત સુખ માણશે.

" વારૂ ત્યારે, તમને તમારી વાંચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય તો?" " તો અલબત મને આનંદ ઉત્પન્ન થાય. પણ મારી ઇપ્સીત વસ્તુ કઈ છે તેની તને જાણે છે?" " અરે! જાણુ તો શું પણ હું તે વસ્તુ તમારી સમક્ષ બતાવું તો?" "બતાવ જોઇએ?" ટીખળથી તે બાળિકાએ કહ્યું.

આ સાભળતાંજ તે એક પાસેના ઓરડાનાં દ્વાર આગળ ઉભી રહી અને બોલી, "કુમારશ્રી! માંહે આવો." આટલું બોલી તે ત્વરાથી ઓરડામાં ગઈ અને અલ્પ સમયમાં બીજી ગમથી મેહેલ બહાર ચાલી નિકળી.

દેવીસિંહે ધીમેથી દ્વાર ઉઘાડયાં, અને અંદર પ્રવૃત્ત થયો. ગોમત ન હોવાથી તે જરા ઝંખવાણો પડ્યો, પણ તરતજ તેણે એક ધીમો અને મૃદુ સ્વર સાંભળ્યો. " ગોમતનું શું કામ છે,

જેને કાજે તમો અત્રે અવ્યાછો તેની પાસે આવતા કેમ સંકોચાવછો?" આવો મધુર ને ઝીણો સ્વર સાંભળી તે અતિ વિસ્મિત્ થયો. આખરે તે શરમ તજી કોચઉપર બેઠેલી યુવતી પાસે ગયો, અને બોલ્યો, "શું આ અપ્સરાને લજ્જીત કરનારી મૂર્તિ વ્હાલી વખ્તુની કે?" મૃદુ સ્વરે–"ત્યારે શું આ સૂર્ય સમાન તેજસ્વી પ્રતિમા વ્હાલા દેવીસિંહની કે?" આમ બોલી તેઓ અરસપર ભેટયા અને પ્રેમના આલિંગન ભર્યા. હર્ષનાં આંસુ આવ્યાં અને હૈયાં આનંદથી ઉભરાવાં લાગ્યાં. તેઓ એકબીજાની સામું ટગરમગર જોવા લાગ્યાં અને હોઠમાંને હોઠમાં હસવા લાગ્યા. તેઓ પ્રેમના ઝરણુમાં અતિ ઉલ્હાસથી સ્નાન કરવા લાગ્યા.

મધુર સ્વરે વખ્તુ બોલી, "દેવીસિંહ! તમો હવે અંહી આજ રહેશો ને?" "નાના, મારાથી અંહીઆ કેવી રીતે રહેવાય?" "ત્યારે શું તમો અંહીઆથી જતા રહેશો?" "હા, એક બે દિવસમાં જવુંજ જોઇએ." દયામણા ચ્હેરે વખ્તુ બોલી, "શું તમને મારી પાસે રહેવા નથી ગમતું?" "નહિ વખ્તુ એમ નથી, તારી સાથે સંબધ બાંધ્યા વિના મારીથી રહેવાયજ નહિ." "કેમ ન રહેવાય?" "અરે! હજુ તું બરોબર સમજતી નથી, હજુ તું નાદાનછે, આ વિષય સમજવાને તને હજુ થોડા સમય વધુ જોઇએ." ત્યારે શું તમો મને તજી જશો? શું તમે મને ફરીને દુઃખ સમુદ્રમાં ડુબાડશો? તમે મને દુઃખી કરવા ચાહોછો? તમારા હૃદયમાં કિંચીત્ પણ દયા નથી. અરે! આવી સકોમળ દેહ શું વજ્ર જેવી હશે? આવા તમે ધાતકી ને ક્રુરછો?"

આશ્ચર્યથી દેવીસિંહ બોલ્યો, "સબુર! સબુર! જે આ તું બોલેછે તે સર્વ અસત્ય છે. મારૂં હૃદય દયાથી ભરપૂરછે." વખ્તુ–"ત્યારે શું હું તમને નથી ગમતી? ભલે તમને હું

ન ગમ્યું પણ મને તો તમે જ્યારથી પ્રથમ દર્શન દીધાં છે ત્યારથી ગમીજ ચૂક્યાંછો. મેંતો તમારી મંગળ મૂર્ત્તિને મારા સ્મરણ સ્થાનમાં સ્થાપન કરીછે. હું તમનેજ ચાહું છું, તમે સતત મારી સોડમાંજ રહો, તમને વારંવાર જોવાથી મને અત્યાનંદ ઉપજે છે, ત્યારે શું તમો મને આનંદમાં જોવાને નથી ચ્હાતા? શું તમો જતા રહી મને દુઃખી કરવા ધારોછો? નાના, દેવીસિંહ તમો મને તજી ના જશો, તમારા વિરહથી મને અતિ દુઃખ વેઠવું પડેછે. તમો જવાની વાત ના કરો, તમો દયાની ખાતર પણ મારી પાસે રહો, ના જશો ના જશો. આટલું બોલી તે રડવા લાગી.

દેવીસિંહ મનમાં બોલ્યો, "અહા! ઇશ્વર; આ યુવતીનો મારા પ્રતે કેટલો બધો પ્રેમ !! કેવો શુદ્ધ પ્રેમ ! અરે ! વજ્રની છાતી પણ આ નિર્દોષ બાળાનો પ્રેમ ભાવ જોઈ પિગળી જાય. મારે શું હવે તેને રડવાજ દેવી? નાના, હવે મારાથી ધીરજ નહિ ધરાય, હવે મને વખ્તુનો દયામણો ચ્હેરો જોઇ શકાતો નથી. આમ કહી તે ગંભીરતાથી બોલ્યો, "વખ્તુ તું રોઈશ નહિ, તારા આંસુ લુંછી નાંખ, તું ચિંતા ન કર, હું તારી પાસેજ રહીશ, તું એમ ના ધારીશ કે દેવીસિંહ તને નથી ચ્હાતો, હું તને મારા પ્રાણથી પણ વિશેષ ચાહુંછું. તું રડીશ નહિ, હું તને નહિ તજુ." આવા દિલાશાયુક્ત વાક્યો સાંભળી વખ્તુ ખુશી થતી બોલી, "ત્યારે હવે તમે અંહીઆજ રહેશોને?" "તું તારા પિતાને લગ્ન વિષે કહેજે, જો ઇશ્વર કૃપાથી તારા અને મારા લગ્ન થાય તો આપણે સતત ભેળાં રહીશું. વખ્તુ! હવે હું જઉંછું" વખ્તુ—"તમો નિશંક રહો, હું મારા પિતા પાસેથી લગ્નની કબુલાત કરાવીશ. જો તમને વિશ્વાસ ન આવતો હોય તો લ્યો આ મારો કોલ છે. તમને મારા હૈયાનો હાર કરી રાખીશ; ત-

મનેજ મારા પ્રિતમ ગણીશ; તમેજ મારા ભવસાગરના સાથી થશો, અને હું તમારીજ સાથે પરણીશ.

દેવીસિંહ–"વખ્તુ હું હવે જઉછું. ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં હું અંહીઆથી જવાનો છું." વખ્તુ–"ભલે આપ ખુશીથી જાવ પણ મને જતી વખત મળજો. પ્રહર રાત્ર રહે એટલે અંહી આવજો, જરૂર જરૂર." દેવીસિંહ તેને ફરીથી ભેટી ત્યાંથી ચાલી નીકળેછે.

---

## પ્રકરણ ૪ થું.

## સૂવાનો ઓરડો.

પ્રિય વાંચકો! ચાલો આપણે ફરીને રાજ્ય મેહેલના એક ઓરડામાં પ્રવેશ કરીએ. ફરીથી કીર્ત્તિસિંહ અને તેની રાણીના વિચારો આપણે સાંભળીએ, કારણ કે તેમાંથી કાંઇક લખવા જોગ બાબતો મળી આવે તો આપણી આ કથામાં વધારો કરાય. આપણે તે ઓરડામાં ગુપ્ત રીતે પ્રવેશ કરવો જોઇએ, અને રાજા તથા રાણી જે કોચપર બેઠાં છે તે કોચ નીચે ધીમેશી સંતાઈ બેસી તેઓની વાતો ખુલ્લા કાનથી સાંભળીએ. આ કામમાં આપણને ઘણું સાવધ રહેવાનું છે, જો કદાચ આપણે તેઓની દૃષ્ટિએ પડ્યા તો રખે તેઓ પોતાના વિચાર ફેરવી નાખે! પણ કાંઈ વિશેષ ચિંતા જેવું નથી, રાત્રિનું સ્વાભાવિક અંધારૂ છે તેથી આપણે તે કાર્યમાં નિર્વિઘ્ને ફાવીશું.

કીર્ત્તિસિંહ અને તેની રાણી કમળાદેવી જે ઓરડામાં બેઠેલાં હતાં તે ઓરડો ઘણોજ ભભકાદાર હતો. તેમાં નાના તરેહની છબીઓ અને આરસાઓ લટકાવેલાં હતાં. ઓરડાની ભીંતોપર રાસલીલા, રામ અને રાવણનું યુદ્ધ, પાંડવ અને

કૌરવનું યુદ્ધ, બનારસનું મુખ્ય દેવળ, ગંગા અને જમના નદી આદિ અનેક તરેહના રંગબેરંગી ચિત્રો ચિત્ર્યાં હતાં. જમીનપર ગાલીચો તો નહિ પણ એક સુંદર ઝાઝમ પાથરી હતી, તેપર બે છત્રપલંગ પાસે પાસે ગોઠવેલા હતા. જોકે રાજા ઘણો વૈભવી નહતો, તોપણ તેણે આ ઓરડો ભિન્ન ભિન્ન જાતિના પદાર્થોથી શણગાર્યો હતો. તે ઓરડામાં તેઓ ધીમે ધીમે વાતો કરતાં હતાં. એક ઝાંખો દીવો તેમને પ્રકાશ આપતો હતો.

કીર્ત્તિસિંહ બોલ્યો, "પ્રિયા! દેવીસિંહના રૂપગુણથી તો તમે વાકેફ થયાને?" કમળાદેવી–"વાહ પ્રાણેશ! એમના સર્વ ગુણો મને બહુ ગમેછે, વળી રૂપ તો જાણે ઇંદ્રના સરખુંજ. આહા! શું એમનો દર્શનિય ચ્હેરો! ઇંદ્રના ધનુષ્ય સરખી વક્ર ભ્રમર, તેજસ્વી વિશાળ લલાટ, હુડાની ચાંચ જેવું અણીઆળું સીધું નાક, ગુલાબના ગોટા જેવું તેમનું મ્હોં, ખરેખર કોઈ ચાંડાલ પણ તેમને કષ્ટ કરતાં મનમાં દયા લાવે. વયમાં પણ હજુ બાળક છે. પ્રાણાધિક! વર તો મારી વચ્છુના લાયકજ છે. એ પણ થોડી રૂપાળી ને ડાહીછે? એનું કેળના ગાભ જેવું શરીર કેવું સુંદર જણાયછે?" કીર્ત્તિસિંહ–"હા, પ્રિય! પણ એ સર્વ આપણી પુત્રીનું સુભાગ્ય સમજવું. વળી અલબત, તેઓના રૂપગુણ પ્રશંશા કરવા જોગછે. પણ હવે આપણે વિવાહ કરવો જોઇએ, કારણકે દેવીસિંહ સવારમાં જનારછે.

આ સાંભળી તરતજ કમળા એક અનુચરને બોલાવવા મોકલેછે, પણ તેટલામાં દેવીસિંહ આવતો જણાયાથી તેની પાસે જાયછે, અને કહેછે, "દેવીસિંહજી! મારી સાથે ચાલો." "રાતના સમયે મને કયાં લઈ જાઓછો?" "મારા સૂવાના ઓરડામાં" "ત્યાં મારૂં શું કામછે?" "કામ તો કાંઈ નથી પણ કાંઇક પૂછવુંછે." "પણ તમારા સૂવાના ઓરડામાં

મારાથી કેમ અવાય ! વળી તમો એકલાછો." "નહિ ! નહિ ! દેવીસિંહજી ! મહારાજ ત્યાં બેઠા છે, અને તેજ તમને બોલાવેછે." દેવીસિંહ ભયભીત થતો તેની સાથે જાયછે.

કીર્ત્તિસિંહ—"પ્રિયા ! વખ્તુને પણ બોલાવો ?" કમળા એક દાસીને બોલાવવા મોકલેછે. "વખ્તુને બોલાવો" એવું સાંભળતાંજ દેવીસિંહના પગ ધ્રુજવા લાગ્યા, અને તેના મર્મ સ્થાનમાં અનેક તરેહના ભયંકર તરંગો રમવા લાગ્યા. તેણે જાણ્યું કે નિશ્ચે મારી અને વખ્તુની થએલી મુલાકાત આ જાણી ગયા હશે. તે ઘણો ભયભીત થયો અને ઘડી પછી શું થશે તેનો વિચાર કરવા લાગ્યો. પણ તેટલામાં ઝાંઝરનો અવાજ કાને પડ્યો અને એક છોડી અંદર આવી. તે ધીમેથી બોલી, "માતુ પિતાજી ! હું આપને વંદન કરૂંછું." "કલ્યાણ થાઓ બેટા." એવો પ્રતિ ઉત્તર મળ્યો. રાજા–"વખ્તુ ! આવ મારી પાસે બેસ."

કીર્તિસિંહ બોલ્યો, "રાજકુમાર દેવીસિંહ ! તમારા સદ્ગુણો અને સર્વોત્તમ રીતભાત નિરખી અમો ઘણા ખુશી થયા છિએ. માત્ર તમારા સદ્ગુણોપર ભરૂસો રાખી અમારી પુત્રી વખ્તુનો સંબંધ તમારી જોડે બાંધવા નિશ્ચય કર્યો છે. આશાછે કે નિઃસંદેહ તમો કબુલ કરશો. આ બાબતનો વિચાર અમો ઘણા દિવસથી કરતા હતા, અને અંતે તે વિચાર બર લાવી તમારી તરફ પુરોહિતને મોકલવો હતો, પણ અનાયાસે તમારૂં અત્રે આવવું થયું તેથી તે વિષય રૂબરૂમાં જ જાહેર કર્યો. ઇશ્વર કૃપાથી સર્વ જોગ બરાબર મળતો આવ્યો છે, તેથી વખ્તુનો હાથ ઝાલી અમારો મનોરથ પરિપૂર્ણ કરશો."

આવા બેહદ ખુશાલીના વાકયો સાંભળી દેવીસિંહને કેટલો બધો અત્યાનંદ પ્રદીપ્ત થયો હશે, તે સમજવા અમે

વાંચનારને સોંપીએ છિએ. દેવીસિંહ મનમાં બોલ્યો, "અહા! માણુસોનું ધાર્યું કશુંએ બનતું નથી. ભાવી પ્રબળછે, હું હમણાં કેવો ભયભીત હતો, હું હમણાં કેવો દુઃખી અને ચિંતાગ્રસ્ત હતો અને હમણાં કેવો સુખી અને ચિંતારહિત છું." આમ વિચાર કરતો હતોતેવામાં રાજાએ ફરીથી તેની સામું જોયું,એટલે તે બોલ્યો, "જે આપે આ સર્વ કહ્યું તે મેં અતિ ઉમંગથી અંગીકાર કર્યુંછે." આથી કીર્ત્તિસિંહ અને તેની રાણીને હર્ષ ઉત્પન્ન થયો. અલ્પ સમય પછી રાજા બોલ્યો, "વખ્તુ! આ સર્વ તેં સાંભળ્યું તો ખરૂંને?" "હા પિતાજી." વખ્તુએ નીચી દૃષ્ટિથી ઉત્તર આપ્યો. "બેટા તું શરમ રાખ્યા વિના બોલજે, ઉપર કહ્યા પ્રમાણે તું આ વિષયપર કેવો અભિપ્રાય આપેછે?" મૃદુ સ્વરે વખ્તુ બોલી, "મારે સર્વ કબુલછે."

આ સાંભળી રાજા રાણી ખુશી થયાં અને પુરોહિતને બોલાવી વિધીપૂર્વક વિવાહ કર્યો. સર્વએ પોતપોતાના મોઢાં મીઠાં કર્યાં, અને પુરોહિતનું પણ ગજવું ભરાણું. આ કામ થઇ રહ્યાબાદ કીર્ત્તિસિંહ બોલ્યો, "વખ્તુ! હવે સૂઈ રહો, કારણ કે મધ્ય રાત્રિનો સમય થયો હશે. વખ્તુ ઉઠી ચાલતી થઈ એટલે સર્વે પોતપોતાના સ્થાને સુવા ગયા.'

પ્રહર રાત્ર રહી એટલે દેવીસિંહ ઉઠ્યો. તેણે નવો અને સૌથી સુશોભિત પોશાક ધારણ કર્યો, વાળ ઓળ્યા, કપાળે કંકુનો ચાંદલો કર્યો અને માથે ઝરીનો મંદિલ બાંધ્યો. હવે તે બની ઠણીને ઓરડામાંથી બહાર નિકળ્યો, અને વખ્તુના ઓરડા તરફ હરખાતે મુખડે ધીમે ધીમે ચાલવા લાગ્યો. મેહેલના સર્વે મનુષ્યો નિદ્રાવશ હોવાથી સઘળું શાંત હતું. માત્ર દેવીસિંહના પગલાંનો ધીમો અવાજ કાને પડતો હતો, પણ તેટલાથી કોઈ જાગૃત થાય તેમ નહતું.

અલ્પ સમયમાં તે વખ્તુના ઓરડા આગળ આવી અટ-

કર્યો. અંદર જઇ જુએ છે તો સર્વ પદાર્થ શાંતતાથી ઉંઘ લેતા હોય એમ જણાયું. વખ્તુ પણ એક છત્રવાળા પલંગપર સૂતેલી હતી. સારાંશ સર્વ વસ્તુ નિર્જીવ હતી, માત્ર એકજ વસ્તુ કે જે તે ઓરડામાંના સર્વ પદાર્થોને ઓળખાવતી હતી, તેજ જાગૃત હતી. તે વસ્તુના આધારે તે પલંગની પાસે ગયો. ઉંચીજાતના મશરૂની ગાદીઉપર વખ્તુ ભરઉંઘમાં સૂતેલી હતી. તેનો એક હાથ તેના ગાલ નીચે હતો, તથા બીજો તેની કમ્મરમાં હતો. તેના પહેરેલા વસ્ત્રો એવા તો વ્યવસ્થિત હતા કે–માત્ર તેનો ગુલાબી ચ્હેરો અને હાથના નાજુક પંજા શિવાય શરીરનો કોઇ પણ ભાગ ઉઘાડો જણાતો નહિ. વખ્તુએ ઊંચી જાતના કિનખાબની ચૂસ્ત કંચુકી તથા નાની રેશમી સાડી પહેરી હતી. ગળામાં તથા શરીરના અન્ય ભાગમાં સુવર્ણ તથા મોતીના આભૂષણો પહેર્યા હતાં. તેણીના પરવાળા સરખા ઓષ્ટ વગર ખીલેલી કમળની પાંખડી જેવા બીડેલા હતા.

આ સર્વ જોઈ દેવીસિંહ વિસ્મય થયો; તે ધીમેથી બોલ્યો, "અહા શી અદ્દભુત કાંતિ ! ! કેવી અલૌકિક સૌંદર્યતા ! ! ! અવશ્ય દેવતાઓ પણ આવું અનુપમ સૌંદર્ય નિરખી આશ્ચર્ય પામે ! કદાચ દીપક બળતો ન હોત, તોપણ મને આ પૂર્ણ ચંદ્રવત્ ચ્હેરો પ્રકાશ આપી શકત, એમા જરા પણ સંદેહ નહિં. ખરેખર આના મુખનો રંગ ચદ્રમાં અને ઝાંખા ગુલાબના મિશ્ર રંગને મળતો છે. અરે ! હજુતો તે ગુલાબની કળીછે પણ જ્યારે પૂર્ણ રીતે તે ખીલશે ત્યારે તેની આથી પણ અતુલ સૌંદર્યતા ખીલી નિકળશે.

આ સૌમ્ય ચ્હેરો એકલો દેવીસિંહ જોતો નહતો. એક બીજો પુરૂષ પણ તે ચ્હેરા સાંમી એકી નજરે જોઈ રહ્યો હતો. આ અન્ય પુરૂષ કોણ હતો ? તે હમણાજ ઉગેલો

ચંદ્રમાં હતો, અને તે એક બારીમાંથી ડોકીયું કરી રહ્યો હતો. જ્યારે ચંદ્રમાંનો પ્રકાશ તેણીના ચ્હેરા ઉપર અને સુવર્ણના આભૂષણોપર પડતો ત્યારે તેણીની જે વિશેષ મનોહર કાંતિ ખીલી નિકળતી તે જોઇ દેવીસિંહ તેનાપર અત્યંત મોહિત થયો હતો.

મોહિત થએલા દેવીસિંહે વિચાર કર્યો કે, હવે મારે વખ્તુને ઉઠાડવી જોઇએ. એમ કહી તેણે વખ્તુનો નાજુક હાથ ઝાલી જરા ખેંચ્યો અને સ્ફુર્તીથી પલંગની પાછળ સંતાઈ ગયો. વખ્તુ ત્વરાથી જાગૃત થઈ અને આંખો ઉઘાડી જોવા લાગી તો ત્યાં કોઇપણ જણાયું નહિ. તેથી તે ધીમેથી બોલી, " મારો હાથ કોણે તાણ્યો ? " પણ તેનો ઉત્તર કાંઈ મળ્યો નહિ. તેથી તે પલંગની નીચે ઉતરી ચો તરફ જોવા લાગી પણ કોઈ જણાયું નહિ. તે બોલી, " શું આકાશમાંથી ચંદ્રમાં તો મારી કાંતિથી લોભાઈ નહિ આવ્યા હોય ?! " પણ તેટલામાં તેની દૃષ્ટિ પલંગની પાછળ ગઈ " અહા ! આતો ચંદ્રમાં કરતાં પણ અધિક છે. " જરાં પાસે જઇને " આતો મારા દેવીસિંહ છે !! " દેવીસિંહ પ્રત્યે "તમો છૂપાઈ શા માટે રહ્યા છો ? શું તમને કોઇનો ભયછે ?" દેવીસિંહ–"ના ના, ભય શ્યાનો ? પોતાની વ્હાલી વસ્તુ પાસે આવતાં વળી ભય કેવો !! " વખ્તુ–" ત્યારે સંતાઈ શા માટે રહ્યા હતા ? " જરા હસીને દેવીસિંહ બોલ્યો, " અરે એતો હું તારી મજાક કરતો હતો. " " ભલે ભલે, જેમ તમારી ધ્યાનમાં આવે તેમ વર્તો, આ શરીર તમારૂંજ છે ને ?" વખ્તુએ હસીને ઉત્તર વાળ્યો. પછી બેઉ પલંગપર બેઠા એટલે દેવીસિંહ બોલ્યો, " પ્રિય વખ્તુ ! હવે તારે જે કહેવું હોય તે કહે કારણકે પ્રાતઃકાળનો સમય સમીપ આવ્યોછે. " વખ્તુ–" કહેવાનું એટલુંજ કે જેમ બને તેમ લગ્નની તા-

કીદ કરવી." દેવીસિંહ–"તેતો વખત આવે સર્વ બનશે." (હસતાં હસતાં) હજુ તું નાની છે, હજુ તું જરા નાદાન છે, હજુ તું લગ્નના ફળ વિષે બરોબર સમજતી નથી, હજુ તને સંસારના અમૂલ્ય સુખની પૂરતી જાણ નથી, હજુ મારે થોડી મુદતની રાહ જોવી જોઇએ, ત્યાં સૂધી તું બરોબર પુખ્ત વયની થઇશ." વખ્તુ–"નાના, દેવીસિંહ તમો જેમ બને તેમ લગ્નની તાકીદ કરજો." દેવીસિંહ–"હજુ તારી એની એજ હઠછે. વારૂ ઠીક છે, ઇશ્વરની મરજી! જેમ એણે ધાર્યું હશે તેમ થશે." પણ તેટલામાં ચંદ્રમાંનો પ્રકાશ ઝાંખો પડયો, અને ગામનાં તથા મેહેલનાં માણસો જાગૃત થયાં. દેવીસિંહ બોલ્યો, "હવે મારે અંહીઆથી જવું જોઇએ." વખ્તુ–"જવાની હું ના પાડતી નથી, પણ હવે મને ક્યારે મળશો?" દેવીસિંહ–"જ્યારે ઇશ્વિર મેળવશે ત્યારે મળીશું." એમ કહી તે પલંગપરથી નીચે ઉતર્યો, એટલે વખ્તુ પણ નીચે ઉતરી અને ધીમેથી બોલી, "મારા દેવિસિંહ! મારા હૈયાના હાર, મારા ભવના સાથી, મારા પ્રાણના આધાર! માર્ગ બહુ વિકટ છે તેથી સંભાળજો; તમારો જીવ જોખમમાં નાંખશો નહિ, મને તમારા વિષેની ઘણી ચિંતા રહેશે, પ્રિય! તમે પત્ર લખતા રહેજો." એમ કહી તે રડવા લાગી અને દેવીસિંહને વળગી પડી. દેવીસિંહ! તમો મને ભૂલતા નહિ; તમો આ દાસીને જેમ બને તેમ વહેલા દર્શન દેજો, આવજો, સંભાળજો; અને લગ્નની તાકીદ કરજો."

દેવીસિંહનું હૈયું ભરાઈ આવ્યું. તે મનમાં બોલ્યો, "અહા! ઇશ્વર, સ્ત્રીઓનું અંતઃકરણ કેવું કોમળ અને મોહ ઉત્પન્ન કરનારૂં છે!" એમ કહી તેણે વખ્તુનો હાથ ઝાલી છાતીએ લગાડયો, અને બોલ્યો, "પ્રિય! તું રડીશ નહિ. મારી સંભાળ સર્વજ્ઞ પ્રભુ લેશે; તું ચિંતા શૂન્ય થા; તું રડી મને

જતી વખત દુઃખી ના કરીશ; તું છાની રહે." વખ્તુ-"વ્હાલા દેવીસિંહ! તમને દુઃખ થતું હોય તો હ્યો હું નહિ રોઉં. હું તમને ખુશીથી રજા આપુંછું." જરા તોતળાતી જીભે-"મને-ભૂલતા-નહિ-હો," દેવીસિંહ-"તું નિશંક રહે હું તાકીદે આવીશ, મને પણ તારી પાસેથી જવા ગમતું નથી; પણ લાચાર છું કે ગયા વિના છૂટકો નથી. પ્રભુપર વિશ્વાસ રાખ-લે હવે હું જઉંછું. એમ કહી ત્યાંથી ચાલતો થાયછે.

રાજા રાણીને નમસ્કાર કરી દેવીસિંહ પોતાના સેવકો પાસે ગયો. સર્વે અશ્વ ઉપર આરૂઢ થયા. દેવીસિંહની આજ્ઞા થઈ એટલે અશ્વારો ચાલતા થયા.

---

## પ્રકરણ ૫ મું.

### નદીનો કાંઠો.

સિદ્ધપૂરમાં એક દિવસે ઘણીજ ધામધુમ થઇ રહી હતી. તે દિવસે હિંદુઓનો મોટો તેહેવાર હતો. તે તેહેવારે મુખ્યત્વે કરીને સરસ્વતી નદીમાં સ્નાન કરવાનું હતું. આ તેહેવારનો લાભ લેવા ઘણે દૂરથી સંખ્યાબંધ માણસો આવ્યાં હતાં. બ્રાહ્મણોનો આજે કમાવાનો દિવસ હતો, તેથી તેઓ ત્વરાથી દોડાદોડ કરતા હતા. ડોશી, ડોસા, જવાનીઆ તથા છોકરાંઓની એકજ ઠઠ નદી ઉપર થઈ રહી હતી. તેઓ દક્ષણા લેવા માટે એટલા તો સાવધ હતા કે, ભાગ્યેજ કોઇ તેઓના હાથમાંથી સટકી જાય! કદાચ કોઈ એક બ્રાહ્મણને બોલાવે તો સેંકડો ત્યાં આવી હાજર થતા હતા.

હાલ શીત રૂતુ હોવાથી ટાઢ પુષ્કળ પડતી હતી. ગરીબ અને અપંગ માણસો ટાઢને લીધે શરીર ધ્રુજાવતાં અને દાંત

કકડાવતા દૃષ્ટિએ પડતાં હતાં. જે લોકોને ઈશ્વરે સુખ સમૃદ્ધિ આપ્યાં હતાં, તે લોકો નાના પ્રકારના ગરમ ઉનના ડગલા તથા ઉંચી જાતની કાશ્મીરી શાલો ઓઢી ફરતા હતા. આજનો દિવસ તેહેવારનો હોવાથી–દુકાનો ઠેર ઠેર જોવામાં આવતી હતી. તમામ દુકાનદારો તથા બ્રાહ્મણોના ચ્હેરાઉપર હર્ષ અને ત્વરાના ચિન્હ માલમ પડતાં હતાં, પણ ટુંક મુદતમાં તેઓને વિશેષ કમાવવું હતું, તેથી તેમના ચ્હેરાપર ચિંતા જણાતી હતી. રાજા તરફથી ગામમાં આજે સારો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ચકલે ચકલે અને નાકે નાકે સિપાઇઓને ચોકી કરવા નીમેલા હતા. લશ્કરના મોટા અમલદારો પણ બંદોબસ્ત રાખવા ઘોડેચડી આમથી તેમ જતા હતા. શીત ઋતુ હોવાથી સિપાઇઓએ ગરમ ડગલા પહેર્યા હતા. તેઓ બુકાની બાંધી તથા શસ્ત્ર સજી ઘણી કાળજીથી ફરતા હતા. આટલી બધી ટાઢ છતાં પણ બ્રાહ્મણો પોતીઆભેર દોડતા હતા. ગામમાં ઠેર ઠેર માણસોની અને છોકરાઓની ભીડ થઇ રહી હતી. નિશાળોમાં છુટી હોવાથી–તમામ છોકરાં આનંદમાં ફરતાં હતાં. સૌથી નાનાં છોકરાઓ તેહેવારના હર્ષને લીધે નાચતાં–કુદતાં–તથા હર્ષની બૂમો પાડતાં હતાં. બજારમાં અને નદીઉપર માણસોની ઠઠ વિશેષ હતી. સઘળું સરખાવતાં આજ સિદ્ધપૂરની શોભાનો પાર રહ્યો નહતો.

આ સમયે નદી તરફ કેટલાક સિપાઇઓ "બાજુ હઠો, બાજુ હઠો," એવી બૂમો મારતા આવતા હતા. સિપાઇઓની પાછળ કેટલાક મજબૂત માણસોના ખભાઉપર બે સુશોભિત શિબિકાઓ ચાલી આવતી હતી. તેની પાછળ એક પાણીદાર અશ્વ ઉપર આરૂઢ થએલો પુરૂષ આવતો હતો. તે પુરૂષને ગામનાં સઘળાં મનુષ્યો નીચા નમી સલામો કરતા હતા.

ચાલતાં ચાલતાં તેઓ નદીના ત્રટ ઉપર આવી અટક્યાં. તરતજ સિપાઇઓએ આસપાસના માણસોને હઠાવી દીધાં કે, શિબિકાવાહે સિબિકા નીચે ઉતારી, અને જરા દૂર જઈ વિરામ લેવા બેઠાં. આવેલી શિબિકામાંથી પ્રથમ બે સ્ત્રીઓ બાહેર આવી, અને તેઓ બીજી શિબિકા પાસે ગઈ. તેઓએ તે શિબિકાનો દરવાજો ઉઘાડ્યો કે, તત્ક્ષણ એક અતિસ્વરૂપવાન સ્ત્રી બાહેર નીકળી, તેપછી એક બાર તેર વર્ષની છોડી બહાર આવી, ત્યારબાદ પેલી સ્ત્રીઓએ માંહેથી બે નાની બાળકીઓને બાહેર કાઢી. પેલો અશ્વપર આરૂઢ થયેલો પુરુષ પણ નીચે ઉતરી આ સ્ત્રીઓ નજદીક આવ્યો.

આ સર્વેને ઓળખ્યાં તો હશે, કારણ કે, તેઓની ભેટ આપણે ઘણીવાર લીધેલીછે. આ સર્વ આજે તેહેવાર હોવાથી સ્નાન કરવા આવ્યાં હતાં.

આવેલો પુરૂષ બોલ્યો, " બેટા વખ્તુ ! તમો હવે સ્નાન કરો, હું જરા પેલા દેવાલયમાં જઈ આવુંછું " " વારૂ પિતાજી. " વખ્તુએ પ્રતિઉત્તર વાળ્યો. કીર્તીસિંહના જવા બાદ રાણીએ તથા વખ્તુએ પોતપોતાના શરીર ઉપરથી કેટલાંક આભૂષણો તથા વસ્ત્રો ઉતાર્યાં; પછી તેઓએ પેલી નાની બાળકીઓને સ્નાન કરાવ્યું અને પોતે પણ કર્યું; સ્નાન કરી રહ્યા પછી તેઓએ નવિન વસ્ત્રો પહેર્યાં.

જે સમયે તેઓ આ કામમાં રોકાયાં હતાં, તે સમયે નદીના સામા કાંઠેથી એક અશ્વસ્વાર આ સઘળું એકી નજરે અવલોકી રહ્યો હતો. તે સ્વારે આશરે ચાળીસ ઉનાળા જોયા હશે. મખમલ, રેશમ, અને કિનખાબના સુશોભિત વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. માથે એક ઝરીનો મોગલાઈ ટોપ હતો. આ બે સ્ત્રીઓનું અદ્ભૂત સૌંદર્ય નિહાળી તે ઘણો વિસ્મય થયો હતો. તે મનમાં બોલ્યો, " ખરેખર !

આ સ્ત્રીઓ બાદશાહી આમખાસમાં શોભે તેવી છે. હું ધારૂંછું કે અત્રે તેઓની કિંચિત પણ કિમ્મત નહીં હોય, માટે તેઓને અત્રેથી લેઇ જવાનો યત્ન કરવો જોઇએ. હવે મારે આ સ્ત્રીઓને ઓળખવી જોઇએ," એમ કહી તે એક પાસે ઉભેલા માણસને પૂછવા લાગ્યો. ( આંગળી કરીને ) " જુઓ! પેલી સ્ત્રીઓ કોણછે ?" " જે ઘણી રૂપાળી સ્ત્રી છે તે અહીંના રાજા કીર્ત્તિસિંહની રાણીછે, અને તેની પાસે જે છોડી છે તે તેની દીકરીછે, તથા પેલી બે દાસીઓ છે." પેલા માણસે ઉત્તર આપ્યો. " હવે જવું હોય તો જા." પેલા સ્વારે આજ્ઞા કરી. પેલો માણસ મનમાં અનેક તરેહના વિચાર કરતો ત્યાંથી પસાર થઈ ગયો.

તે સ્વાર વખ્તુના સામી એકી નજરે જોવા લાગ્યો, અને મનમાં નાના તરેહના વિચારો કરવા લાગ્યો, પણ તેટલામાં કમળાદેવી તથા તેની બે દાસીઓ અને ત્રણે બાળકીઓ શિબિકામાં બેસી ચાલતાં થયાં.

તે અશ્વાર મનમાં બોલ્યો, 'જો હું પેલી છોડીને દિલ્લી લઈ જઈ સલીમને સોંપુ તો સલીમ મારાપર કેટલો બધો મહેરબાન થાય!! વળી સલીમ વિષયી છે તેથી આને ઘણાજ આભાર પૂર્વક કબુલ કરશે. જો હું કદાચ આ કાર્યમાં મારા ધાર્યા પ્રમાણે ફતેહ મેળવું તો નિશ્ચે સલીમનો જમણો હાથ થાઉ. વળી તે છોડીને જોતાંજ સલીમ તો ઘેલા જેવો થઈ જાય, એમાં જરા પણ સંદેહ નહિ. હિંદુની સ્ત્રીઓને તે વિશેષ ચાહે છે, માટે મને તો આશા છે કે, તે મારી વાતને ધિક્કારી નહિ કાઢે. વારૂ, આ સર્વથી તો સલીમનું બેહેતર થાય એવું છે, પણ મારેબી કાંઇક તે વિષે કરવું જોઇએ. ખરેખર! કીર્ત્તિસિંહની રાણી મારા જનાનખાનામાં શોભે તેવી છે માટે તેને પણ લઈ જવા કોશીશ કરવી જો-

ઇએ. બસ બસ હું તો એટલુંજ સમજું છું કે, મારા ભાગ્યનો સૂર્ય હવે પ્રકાશવા લાગ્યો. અલબત, હું બાદશાહી અમલદારોમાં સર્વથી શ્રેષ્ટ ગણાઇશ.' આ પ્રમાણે તે વિચાર કરતો પોતાના મુકામ તરફ ચાલતો થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

## મોગલોની છાવણી.

સિદ્ધપૂરની લગોલગ જમાલખાં છાવણી નાંખી પડયો હતો. સ્વેત તંબુઓની નાની નાની પંદર સોળ હારો કરવામાં આવી હતી. તે તંબુઓમાં એક સર્વથી વિશાળ અને શોભાયમાન તંબુ હતો, તેમાં એક સુંદર કોચ ઉપર જમાલખાં બેઠો હતો, આજે તેનો વિચાર દિલ્લી તરફ કુચ કરવાનો હતો, પણ ગઈ કાલ નદી ઉપર જે કાંઈ તેના જોવામાં આવ્યું હતું, તેથી તે વિચાર આજે મુલતવી રાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

જમાલખાં કોણ હશે તે આપણને જાણવું જોઇએ. તે દિલ્લીના બાદશાહ સલીમ ઉર્ફે જહાંગીરનો લશ્કરી સરદાર હતો. બાદશાહના હુકમથી તે ગુજરાતની ખંડણી વસુલ કરવા આવ્યો હતો. તમામ ખંડણી વસુલ કરી દિલ્લી તરફ પાછો જતાં સિદ્ધપૂરમાં તે એક દિવસ રહ્યો હતો. વાંચનાર ગઈ કાલે નદી ઉપર આવેલો સ્વાર તે આ જમાલખાંજ હતો.

જમાલમાં મનમાં બોલ્યો "હજુ કીર્ત્તિસિંહ કેમ આવ્યા નહિ ? બોલાવવા મોકલેલા સ્વારને તો પુષ્કળ વાર થઈ." પણ તેટલામાં ઘોડાના પગલાનો અવાજ સંભળાયો અને કીર્ત્તિસિંહ તેની પાસે આવી અટકયો. જમાલખાંએ તેને માન આપી યોગ્ય આસન ઉપર બેસાડયો. થોડીવાર પછી કીર્ત્ત-

સિંહ બોલ્યો "સરદારજી! મારા જોગ કાંઈ કામકાજ હોય તો ફરમાવો?" "કામ તો નજીવું છે પણ તેના ફાયદા ઘણા મોટા છે." ગંભીરાઈથી જમાલખાં બોલ્યો. કીર્ત્તિસિંહ "અરે! કદાચ ફાયદા નહિ હોય, તો પણ તે હું કબુલીશ." "કામ છે તો સહજ પણ તેમાં તમને માઠું લાગે એવી મને શંકા ઉત્પન્ન થાયછે. ગંભીરાઈથી જમાલખાં બોલ્યો. કીર્ત્તિસિંહ સહજ ગભરાતાં-"ઉચિત્ હશે તો માઠું નહિ લાગે." જમાલખાં-"તપાસ કરતાં જણાયું છે કે તમારે એક પુત્રીછે. વારૂ, તેણીને તમો શહેનશાહ સલીમને સોંપો તો કોઈ પ્રકારનો ઉપદ્રવ નડે કે?" કીર્ત્તિસિંહ આ સાંભળી ઘણો આકુળ વ્યાકુળ થયો, અને ભવાં ચડાવી બોલ્યો, "શું આજ તમારૂં નજીવું કામ?!! સરદારજી! આ તમો શું બોલોછો? શું એક રજપૂતની કન્યા ઈસ્લામીને?!!" જમાલખાં-"કીર્ત્તિસિંહ! તમે જરા મારવાડ અને મેવાડ તરફ દૃષ્ટિ કરો, એટલે તમને સ્પષ્ટ જણાઈ આવશે કે, કેટલી બધી કન્યાઓ ઈસ્લામીઓને અપાયલીછે. તમારા કરતાં ઉંચ કુળ તથા વિસ્તિર્ણ રાજ્ય વાળાઓએ પોતાની કન્યાઓ ઈસ્લામીઓને ઘણા ઉમંગથી આપી છે, માટે તમારે ના કહેવી એ અનુચિતછે." કીર્ત્તિસિંહ-"વારૂ, તે ગમે તેમ હોય પણ હુંતો તુર્કને કન્યા નહિ આપું." જમાલખાં-"તમે મિથ્યા માથાકુટ મૂકી દેઈ આ વાત કબુલ કરો. જુઓ! તમારી પુત્રી સલીમને વરે તો તેમાં તમને પુષ્કળ નફો મળે; તમારી આ દરિદ્રતા વિસર્જન થાય; તમો સર્વે મોટા રાજાઓની પંક્તિમાં ગણાઓ; દિલ્લીના દરબારમાં તમારૂં માન વધે; બાદશાહ સલામતની મહેરબાની મળે; તમારી પુત્રી આખા ભરતખંડની રાજ્ય રાણી થાય; તમારૂં કુંટુંબ સુખી થાય; આદિ અનેક તરેહના મોટા નફા તમે પ્રાપ્ત કરી શકો.

આથી કીર્ત્તિસિંહ વધારે ક્રોધાયમાન થયો, તેનાં નેત્રો લાલ થયાં અને તે ગુસ્સાથી બોલ્યો, "જમાલખાં! ચૂપરહો. શું તમે આટલી બધી મોટી લાલચો આપી મારા ઉજ્વળ કુળમાં કાળો ડાઘ લગાડવા ઇચ્છોછો? કદાપિ એ વાત બનવાની નથી. શું તે ગુલાબના ફુલને એક અધમ રાક્ષસના હાથમાં સોંપુ? નાના, તે દેવાંગના જેવી કન્યા એક અસુરને નહિ અપાય. જમાલખાં આથી ક્રોધે ભરાઈ બોલ્યો, "શું અમારો બાદશાહ રાક્ષસ? શું તે અસુર? કીર્ત્તિસિંહ જરા મર્યાદાથી રહો. તમે કોની સાથે વાત કરોછો? હજુ તમે મને બરોબર ઓળખતા નથી? હું એક બાદશાહનો જમણો હાથ અને માનીતો સરદાર છું. તમે નિશ્ચે જાણો કે હું આ સર્વ દિલ્લીના દરબારમાંજ બોલુંછું. અરે! કદાચ તમારી સેંકડો વખત અનઇચ્છા હશે તો પણ તમારી પુત્રીને અમો લઈ જવા ચૂકીશું નહિ. અમો બળાત્કારે પણ તે ફુલની મીઠી વાસ સલીમને ચખાડીશું, અને અમો જોર જૂલમથી પણ તેણીનું હરણ કરીશું. તમારી હઠ કદાપિ પણ ચાલવાની નથી; હજુ તમે અમારૂં સામર્થ્ય ક્યાં જોયુંછે? એક ક્ષણવારમાં સિદ્ધપૂરને પાયમાલ કરી શકીએ; એક ક્ષણવારમાં તમારો તથા તમારા બળહિન માણસોનો શિરચ્છેદ કરી શકીએ; અને ક્ષણવારમાં તમારી પુત્રીને દિલ્લી દેખાડીએ; માટે વિચારો હજુ સમયછે."

આ સાંભળી કીર્ત્તિસિંહ જરા નરમ પડ્યો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે—" મારૂં સર્વ બોલવું વ્યર્થ જશે; જમાલખાં હવે સમજવાનો નથી; તે બળાત્કારે પણ તેણીનું હરણ કરશે; મારા મુઠીભર માણસો તેના અનંગળ દળ આગળ શી ગણતરીમાં! હું નહોતો ધારતો કે જમાલખાંનું મન આ વિષયમાં આટલું બધું દઢ હોય! જો મને પ્રથમથી

આવી ખબર હોત તો હું બોલી બગાડત નહિં." આમ વિચારમાં ગુંથાયલા કીર્ત્તિસિંહને જોઇ જમાલખાં ગંભીરાઇથી બોલ્યો, " કેમ ! રાજાજી, શા વિચારમાં લીનછો ?" " આજ વિષય વિષે વિચાર કરૂંછું. " ધીમેથી કીર્ત્તિસિંહ બોલ્યો. " જુઓ ! તમે એકલા કાંઈ મુસલમાનને કન્યા આપતા નથી, સેંકડો અપાઈ ચૂકી અને સેંકડો હજુ અપાશે, માટે સમજો અને માર્ગે જતાં દુઃખને બોલાવો નહિ. " પોતાની વાતને પલટાવી કીર્ત્તિસિંહ બોલ્યો, "સરદારજી ! કાંઇ અઘટિત બોલાયું હોય તો ક્ષમા કરજો. હું આ સર્વ મજાક ધારતો હતો, પણ આ સર્વ ખરૂંછે તેથી હું બાદશાહ સલામતને ના પાડતો નથી."

ખુશી થતો જમાલખાં બોલ્યો, " હું હમણાં તો દિલ્લી જઉંછું, પણ થોડા દિવસોમાં અડદલીના સ્વાર અને એક સુંદર મ્યાના સહિત હું અત્રે આવીશ." કીર્ત્તિસિંહ સલામ કરી ચાલતો થયો. તેના ગયા પછી જમાલખાં મૂછ ઉપર તાવ દેતો તથા મનમાં અભિમાન લાવતો ત્યાંથી ઉઠયો. તેની આજ્ઞા થતાંજ બ્યુગલ વાગ્યું, જોતજોતામાં તો તંબુઓની ખીટીઓ ઉખડાઈ અને સ્વેતતંબુઓ ગાડામાં બંધાયા. ફરીથી બ્યુગલ વાગ્યું એટલે અશ્વો ઉપર આરૂઢ થએલા સેંકડો મોગલસ્વાર દિલ્હી તરફ ચાલતા થયા.

---

## પ્રકરણ ૭ મું.

## બાદશાહની બેગમ થવું પડશે !

મેહેલના એક દિવાનખાનામાં કીર્ત્તિસિંહ વિચાર કરતો બેઠો હતો. તે વિચારમાં ખુબ તલ્લિન થઈ ગયો હતો. તેવામાં તેની રાણી કમળાદેવી ત્યાં આવી અને બોલી, " સ્વા-

મીન! આજે કેમ ચિંતાગ્રસ્ત દેખાઓછો?" કીર્ત્તિસિંહ–"પ્રીયવંદા! હું કાંઈ ચિંતાતૂર નથી, અને કદાચ હોઉં તો પણ આ તમારૂં મધુર ભાષણ, કોકિલા જેવો ઝીણો સ્વર, ચંદ્રમા જેવી અદ્દભુત કાંતિ, તથા મોહ ઉપજાવે એવું તમારૂં નાજુક અને સકોમળ શરીર જોઈ સર્વ વિસરી જઉં." રાણી–"નહિ સ્વામીન! આજે તમારી મુખાકૃતિ કોઈ જુદાજ પ્રકારની જણાયછે; પ્રફુલ્લ વદનપર ચિંતા છવાઈ ગઈછે; મને કહો જોઇએ, તમને શું દુઃખ થાયછે? હું તમારા દુઃખની ભાગીએણછું. પ્રિય! બોલો; મને પણ આથી અતિ ચિંતા પ્રદીપ્ત થાય છે." કીર્ત્તિસિંહ દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો, "રમણી! મને કોઈ પણ પ્રકારનું કષ્ટ નથી. તમે નિઃસંદેહ રહો." કમળા ગદ્દગદિત કંઠે બોલી, "પ્રાણેશ! એ સર્વ તમો છુપાવવાની યુક્તિ કરોછો, તમને મારા સમછે, તમે જો ન કહોતો તમને વખ્તુના સોગનછે." આટલું કહેતાં તેના નેત્રમાંથી આંસુની ધારા થઈ, અને તે એક પુતળાની પેઠે જડ થઇ ઉભી રહી. આથી કીર્ત્તિસિંહ તેને દિલાશાયુક્ત કહ્યું; "સરળા! તમો શા માટે આક્રંદ કરોછો? તમારા આંસુ લુંછી નાંખો." એમ કહી તેનો હાથ ઝાલી પોતાની પાસે બેસાડેછે, અને કહેછે, "ચંદ્રવદની! કષ્ટનું કારણ જોવા જઇએ તો પ્રૌઢ છે નહિ તો અતિ સૂક્ષ્મ છે." કમળાદેવી–"પણ મને તે સર્વ સ્વલ્પમાં કહેશો?" રાજા–"એ સ્વલ્પમાંજછે કેવળ એટલુંજ કે, વખ્તુ સલીમની બેગમ થશે." કમળાદેવી–"શું વખ્તુ દિલ્લીના બાદશાહ સલીમની બેગમ? હાય! હાય! કાળો કેર થઈ ગયો!! તમને આ દુષ્ટ સમાચાર કોણે આપ્યા?" રાજા–"ખુદ જમાલખાંએજ." કમળાદેવી–"ત્યારે હવે શો પ્રયત્ન કરવો?" રાજા–"કોઈ પણ પ્રયત્ને વિરકત થઇએ તેમ નથી. મેં ઘણું

ઘણું તે ચાંડાલને કહ્યું પણ સર્વ વ્યર્થ! અંતે તેઓ બળાત્કારે પણ લઈ જશે, માટે પ્રથમથીજ હા કહેવી એ ડહાપણનું કામછે. હવે તો ઈશ્વરપર આસ્તા રાખી સર્વ કબુલ કરવું પડશેજ. હશે જેવી પુત્રીની કર્મગતિ!

કમળા બોલી, અફશોસ!! આવા માઠા સમાચાર સાંભળી મારી છાતી કેમ ફાટી જતી નથી. અરેરે!! મારી સુખમાં ઉછરેલી દીકરી; જેણે કોઈપણ દિવસે પરપુરુષનું મ્હોં, અજાણ્યું સ્થળ, ભય અને દુઃખ જોયું જાણ્યું નથી, તે પોતાના ઉપર આવતું આવું દુઃખ સાંભળીને જીવેજ કેમ? ખરે, જો તેને અત્રેથી જવું પડશે, તો જેમ વૃક્ષ ઉપરથી ત્રુટેલું પુષ્પ કરમાઈ જાયછે, તેમ મારી દીકરી કરમાઈજશે. સુકોમળ હૃદયવાળી પ્રથમતો આ વાત સાંભળી મૂર્છિત થઈનેજ પ્રાણ ત્યાગ કરશે. અરેરે! ચંદ્રસમાન વર્ણવાળા મુખની મારી ચંદ્રમુખી દીકરી, મારાથી એક ક્ષણ પણ અળગી થતી નહિ, જેને મારા વિના એક ક્ષણ પણ ચાલી શકે નહિ, તેને હમેશને માટે મારાથી જુદું પડવું કેમ સહન થશે!! અરે! તે એક વિખુટી પડેલી હરણીવત્ ઝુરી ઝુરીને મરશે. પ્રાણેશ! ચાલો ત્યારે આપણે આ દુષ્ટ સમાચારની વખ્તુને જાણ કરીએ." આમ કહી તેઓ વખ્તુના ઓરડામાં ગયા.

જેવા તેઓ વખ્તુના ઓરડામાં પ્રવૃત્ત થયા કે, તરતજ વખ્તુ બોલી, "માતુપિતાજી! આજે તમારા હસતા ચ્હેરા ઉપર દિલગીરનાં વાદળ કેમ ચડી આવ્યાં છે?" કીર્ત્તિસિંહે પોતાનું દુઃખ ગુપ્ત રાખવા ઘણા ઘણા પ્રયત્ન કર્યા; તેણે પોતાની છાતી પાષાણવત્ કરવા ધારી; પણ સર્વ નિરર્થક! તેના આંખમાં પાણી ભરાઈ આવ્યું; તે મનમાં બોલ્યો, " અરે! આ સુંદર બાળકી; એક કોમળ છોડી; રાક્ષસ

જેવા દુષ્ટ સલીમને જોઇનેજ પ્રાણ ત્યાગ કરશે. છૂટી પડેલી હરણી; જળવિનાની માછલી; શું જીવી શકેછે? નાના; કદાપિ તેમ બનતુંજ નથી. ગાય કસાઇના હાથમાં જાયછે; મૃગ વાઘના પંજામાં સપડાયછે; ઉંદર બિલાડીના મ્હોંમાં જાયછે; પણ લાચાર! પાપી ચંડાળ તુર્કો બળાત્કારે પણ લઇ જશે." "પિતાજી શામાટે રૂઓછો?" ગદ્ગદિત અવાજે વખ્તુ બોલી.

કીર્તિસિંહ—" બેટા હું તારાજ માટે રોઉંછું. મારી આંખની કીકી; મારૂં ગુલાબનું ફુલ; મારા દુઃખનું ઓસડ; મારો અમૂલ્ય હિરો; મારા સુખનું બીજ; એક નિર્દોષ બાળા; મારા કુળનું આભુષણ; અરે! છેવટ મારા કુળની લાજ, ચાંડાલ સલીમના હાથમાં જાયછે." "પિતાજી! શું હું સલીમને ત્યાં જાઉં?" આશ્ચર્યથી વખ્તુએ પૂછ્યું. કીર્ત્તિસિંહ દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલ્યો, "હા, બેટા." વખ્તુ—પિતાજી! હા કહેતાં તમને લજ્યા આવતી નથી? અરે! શરમ છે તમને! ધિક્કાર છે તમને! તમે લડાઇથી આટલા બધા કેમ કાયર થઇ ગયા કે, આ વાત તમે કબુલ કરી." કીર્તિસિંહ—" બેટા! નિરઉપાય. લાચારીથીજ કબુલ કરવી પડી છે; લડાઇ કરવાને આપણી પાસે પૂરતું લશ્કર નથી; બળવાન સાથે લડાઇ કરવી એ પતંગીઆની પેઠે દીવામાં ઝંપલાઇ પ્રાણ આપવા જોગ છે; વળી મારો પ્રાણ આપતાં પણ તારો છૂટકો થાત તો તેમ કરવા પણ હું ભૂલત નહિ; માટે હવે તો સલીમની બેગમ થવું એજ શ્રેષ્ટ છે." ગંભીરાઇથી વખ્તુ બોલી, "પિતાજી! હાલતો તમે જાઓ, પછી હું તમને તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ."

રાજા તથા રાણી ગયાં; વખ્તુ પોતાના ઓરડામાં એકલી રહી, તે મનમાં બોલી, " અરે રે! હવે મારી શી દશા

થશે; શું મારે સલીમની બેગમ થવું પડશે ? હાય ! હાય ! પ્રભુ આવું દુ:ખ મારા વાસ્તે ક્યાં ગુપ્ત રાખ્યું હતું. અરે ઈશ્વર, શું હું સલીમની બેગમ થવા લાયક છું? શું તું આ ઉચિત્ સમજે છે? ના, ના, હે ! દિનદયાળ, તું આ નિર્દોષ બાળકી ઉપર દૃષ્ટિ કર; તું મારી અને મારા પવિત્ર કુળની લજ્યા રાખ; હાય ! હાય ! હવે હું દેવીસિંહને શો ઉત્તર આપીશ; તે મને વિશ્વાસઘાતી કહેશે; આ વાત સાંભળી તે બિચારા એક ક્ષણુ પણુ જીવી શકશે નહિ; તેમણે મારા તરફનું લેશમાત્ર પણુ સુખ જોયું નથી; આશાએ ને આશાએ તે બિચારા પોતાના દિવસ નિર્ગમન કરશે; હે ! મુજ હૃદય વિહારી ! તું જ મારા હૃદયની વાત જાણુનારો છે. અરેરે ! હવે શું કરૂં, ક્યાં જાઊં, શું બોલું," આમ બોલતાં બોલતાં તે કોચ ઉપરથી નીચે ઢળી પડી. તેણી બેભાન અવસ્થામાં બોલી, " ઓ ! દેવીસિંહ, દેવીસિંહ ! " આટલું જ તેણી બોલી શકી. તે આંખ મીચી મુર્છા જેવી સ્થિતિમાં ધરણી ઉપર પડી રહી.

જ્યારે તેણીમાં ફરીથી ચેતન શક્તિ આવી ત્યારે આંખ ઉઘાડી જોવા લાગી તો તેની દાસી ગોમત ત્યાં બેઠેલી હતી. ગોમતને જોઇ તે બોલી, " ઓ ગોમત ! હવે હું શું કરૂં, મારૂં શું થશે, હું કપટી ગણાઇશ; દેવીસિંહ ! ઓ દેવીસિંહ ! મારી પાસે આવો; આજ તમારી અર્ધાંગના ઉપર દુ:ખનું વાદળ ત્રુટી પડ્યું છે. " ગોમત–" બા સાહેબ ! તમે શા-માટે આક્રંદ કરો છો ? ધીરજ ધરો, ના હિમ્મત થાવ નહિ, પ્રભુ ઉપર વિશ્વાસ રાખો; જે તે કરેછે તે સર્વ આપણા ભલાને માટેજ કરેછે; આમ રોઇ રોઇ તમારી કુમળી દેહને શા માટે બાળોછો ? રોવાથી તમારા નાજુક શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થશે; તમારા ગાલ ઉપરના આંસુ લુંછી નાં-

ઓ; સતીત્વ જાળવવામાં માતાજી આપણને સાહ્ય થશે. બાઈ સાહેબ, એક સહજ ઉપાય તમને હું કહુંછું, તે ઉપાયથી તમો દેવીસિંહને ફરીથી મળશો; તમારા કુળની લાજ રહેશે; તથા ચાંડાલ સલીમનો મનોરથ નિષ્ફળ જશે."

આથી વખ્તુને જરા હિંમ્મત આવી, અને તે બોલી, "ગોમત! તું આ સર્વ ખરૂં કહેછે?" ગોમત–"હા ખરૂંજ કહુંછું. આજ રાત્રે જ્યારે સર્વ ચોકીદાર તથા ગામના સર્વ મનુષ્યો નિદ્રાવશ થાય ત્યારે આપણે અત્રેથી પસાર થવું, અને ઉદેપુર તરફ ધીમે ધીમે કુચ કરવી," વખ્તુ–"વાહ! ગોમત, આ તેં ઠીક ઉપાય શોધી કાઢયો!" ગોમત–"જુઓ! વખ્તુબા, જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે; જ્યાં સુધી મારા શરીરમાં લોહી વહેછે; જ્યાં સુધી મારા બાહુમાં તરવાર પકડવાનું સામર્થ છે,ત્યાં સુધી તમારા એક વાળને પણ કોઈ ઇજા કરવા પામશે નહિ. મારાથી બનશે ત્યાંસુધી તમને કોઇ પણ પ્રકારનું દુઃખ ભોગવવા દઇશ નહિ. જો તમને તમારા કુળની પ્રતિષ્ટા વ્હાલી હોય; તમને ફરીથી દેવીસિંહને મળવું હોય; અને તમારે સલીમની આશાનો નાશ કરવો હોય, તો આજ રાત્રિએ મારી સાથે ચાલવું." વખ્તુ–"ધન્યછે! મારી વીર દાસી; તારી હિંમતને શહસ્ત્રોવાર ધન્યછે; તું જો ન આવી હોત તો હું નિશ્ચે પ્રાણ ત્યાગ કરત. પ્રિય! ગોમત, હવે તું અંહીઆજ રહે, આપણે આજ રાત્રે અવશ્ય નિકળી જઇશું. માતાજી અને એકલિંગીઆ મહાદેવ આપણને સાહ્ય થશે."

---

## પ્રકરણ ૮ મું.

### અંધારી રાત્ર.

વાંચનાર! કોણ ભયભીત નહીં થાય? કોની છાતી પાષાણ-

વત્ હશે ! શું તમારા માંહેથી કોઈ એવો વિરલો નિકળે કે, તે મધ્ય રાત્રિના સમયે એક ભયંકર કાનન નિર્ગમન કરે ? ના, ના. એવો હિમ્મતવાન કોણ હશે ? શું તે જરા પણ બીહીશે નહિ ? અવશ્ય બીહીશેજ.

મધ્ય રાત્રિનો સમય હતો; સર્વ જગત્ નીરવ હતું; માત્ર તમરીઓનો તીણો અવાજ કાને પડતો હતો; પાપી રાત્ર સમસમ અવાજ કરતી હતી; પવન સપાટાથી ફુંકતો હતો; નિદ્રાદેવીએ સર્વ જગત્ ઉપર ચોકસ રીતે પોતાનો અમલ ચલાવ્યો હતો; તસ્કરો ગુહ્ય રીતે ગલી કુચીમાં ફરતા હતા; કોઈ કોઈવાર કુતરાઓનો રોવાનો અને ભસવાનો અવાજ સંભળાતો હતો.

આ સમયે સિદ્ધપૂરની સમીપનું જંગલ ઘણું પ્રચંડ અને ભય ઉપજાવનાર થઈ રહ્યું હતું; રાની પશુઓનો ભયંકર નાદ કર્ણેંદ્રિયદ્વારા સંકોમળ હૃદય ઉપર આઘાત કરતો હતો; શિયાળવાં એકત્ર મળી લાંબા રાગડાથી રોતાં હતાં; કોઈ કોઈવાર પશુપતિની ત્રાશન બરાડ હૃદય ભેદી નાંખતી હતી; પાણીથી ભરેલાં ખાબોચીયાંમાંથી દેડકાઓનો ભયસુર અવાજ કાને પડતો હતો; સાંપ, અજગર આદિ પેટે ચાંલનારા પ્રાણીઓથી સૂકી ઘાંસ ખર ખર અવાજ કરતી હતી; ફાડી ખાનારા રાત્રિચર પશુઓ સાવધ રીતે આમ તેમ ફરતાં હતાં; સરસ્વતી નદીમાંનું પાણી કોઇ કોઇવાર ગ્રાહ અને મચ્છના પછાડથી ઉંચું ઉછળતું હતું; પવનના સુસવાટાથી પાણીના મોજા કિનારા સાથ અથડાતાં હતાં, અને તેમાંથી જે અવાજ નિકળતો તે આ જંગલને વધારે બીહામણું કરવામાં સામીલ થતો હતો.

વાંચનાર ! આ સમયે આપણે સિદ્ધપૂરના રાજ્ય મેહેલ તરફ જઇએ, અને તેના એક ઓરડામાં આસ્તેથી ડોકીયું

કરીએ. મેહેલના તમામ ઓરડામાં અંધકાર છવાઇ રહ્યો હતો, અને સર્વ મનુષ્યો નિદ્રાધિન હતાં; માત્ર એક ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો, અને તેમાં બે બાળિકાઓ જાગૃત હતી. તેમાંની એક આપણી આ કથાની નાયીકા હતી, અને બીજી તેની નિમકહલાલ અને વિર દાસી હતી. તેઓના અંતઃકરણમાં હાલ કોઈ જુદાજ પ્રકારના વિચારો દોડતા હતા. ભય અને બીકનો તેઓએ ત્યાગ કર્યો હતો, અને તેના બદલે હિંમ્મત અને ધીરજ ગ્રહણ કર્યાં હતાં. તેઓનો વિચાર આજે સિદ્ધપૂર છોડી જતા રહેવાનો હતો, અને તેથીજ તેઓએ આજે કેટલાક મૂલ્યવાન આભૂષણો, તેજદાર શસ્ત્રો, તથા ભગવા રંગના વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેઓ ધીમેથી મ્હેલની બહાર આવી, અને કોઈ ના જાણે તેવી રીતે સિદ્ધપૂર છોડી પેલા ભયંકર જંગલમાં પ્રવૃત્ત થઈ.

---

૧૩ માં પૃષ્ઠની છેલ્લી લીટીમાં શસ્ત્ર છે ત્યાં શહસ્ત્ર વાંચવું.



## આશ્રયદાતાના મુબારક નામની યાદી.

૫ શેઠ. ચમનભાઈ લાલભાઈ.
૧૦ શેઠ જમસેદજી મન્ચેરજી ખંભાતા.
૨ શેઠ ડોસાભાઈ મન્ચેરજી કરનજીઆ.
૧ શેઠ દારાશા નસરવાનજી.
૨ શેઠ જમશેદજી દીનશાજી ભરૂચા.
૧ શેઠ કાવસજી ફરામજી ખંભાતા.
૧ શેઠ હીરાજી હોરમજી.
૧ શેઠ નવરોસજી ફરામજી ખંભાતા.
૨ શેઠ જમાલભાઈ મહમદભાઈ.
૧ શેઠ હીરાજી હોરમજી.
૫ શા. છોટાલાલ સાંકળચંદ.
૧ શા. દલસુખરામ નરોતમદાસ.
૫ શા. મણીલાલ ડાહ્યાભાઈ.
૧ શા. હીરાલાલ નરોતમદાસ.
૧ શા. વાડીલાલ ગોકળભાઈ.
૧ શા. લલ્લુભાઈ છગનલાલ.
૨ શા. છોટાલાલ રણછોડભાઈ.
૧ શા. મગનલાલ ફુલચંદ.
૧ પારેખ નાથાલાલ રામચંદ્ર.
૧ પા. રણછોડદાસ ત્રીભોવનદાસ.
૧ પા. શ્રીજવલ્લભદાસ દલપતરામ.
૧ પા. હરીલાલ પરસોતમદાસ.
૨ ઠક્કર ચતુરભાઈ ગંગાદાસ.
૧ ઠક્કર મોહનલાલ લલ્લુભાઈ.
૧ મેહેતા ભાઈશંકર નાનાભાઈ.
૧ શેઠ મહુમદભાઈ યારૂભાઈ.

૧ શેઠ હુસેનભાઈ જાનુભાઈ.
૫ શાહમહમદ અબદુરહેમાન મુનશી.
૧ કુંવરજી પેસ્તનજી ઇજીનેર.
૧ પ્રેમચંદ ચિરચંદ.
૨૫ રા. એસવંતરાવ દોલતરાવ.
૨૫ રા. ઉજમલાલ ડાહ્યાભાઈ.
૫ રા. દલસુખરામ ગુલાબીદાસ.
૫ રા. પાનાચંદ શિવરામ.
૧ રા. મગનલાલ ઇશ્વરદાસ.
૨ રા. બાપાલાલ ધનજી.
૧ રા. છોટાલાલ ધનજી.
૨ રા. ત્રીકમલાલ છગનલાલ.
૧ રા. ફતેચંદ દલપતરામ.
૧ રા. હીરાલાલ ગીરધર.
૧ રા. વાડીલાલ લાલજી.
૧ રા. રસુલભાઈ આદમજી.
૧ રા. આત્મારામ ત્રીકમલાલ.
૧ રા. ગોવિંદભાઈ ખુશાલદાસ.
૨ રા. બાપુરાવ શંભાજી.
૧ રા. ભગવાનદાસ ખુશાલદાસ.
૧ રા. ખુશાલભાઈ રાઘજી.
૨ રા. ભોગીલાલ રણછોડદાસ.
૧ રા. નાનસાભાઈ વિઠ્ઠલદાસ.
૧ રા. કેસવલાલ ગણપતરામ.
૧ રા. દલપતરામ હીરાચંદ.
૧ રા. ડાહ્યાભાઈ લાલજી.
૧ રા. વિરમજી વધાજી.

અમો જણાવવાને ઘણાજ દિલગીર છિએ કે, અમારા બીજા ગ્રાહકોના નામ જગ્યાની સંકોચને લીધે લખ્યા નથી.

આ ચોપડીનો બીજો ભાગ ખરીદવા કોઇએ હિંમત હરવી નહિ, કારણ કે કિંમત ઘણી જુજ છે. રૂ. ૦—૨—૦ ટપાલ ખર્ચ જુદું. અમદાવાદના ગ્રાહકોને માટે ટપાલ ખર્ચ માફ. પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી ઉપલી કિંમત લેઇશું અને પાછળથી ખરીદનાર પાસેથી રૂ. ૦—૩—૦ લેઇશું. ટપાલ ખર્ચ ૭ પાઈ વધુ.

ગ્રાહકથવા કોઈપણ ચૂકશે નહિ, એવી હું આશા રાખુંછું. પ્રથમ ભાગમાં ગ્રાહક થઈ મને જેવો આશ્રય આપ્યો છે તેવો આશ્રય બીજા ભાગમાં પણ આપશે, અને પોતાનું નામ આશ્રય પત્રમાં નોંધાવશે.

ચોપડીનું કદ પ્રથમ વિભાગ જેટલુંજ છે, પણ પૃષ્ટ તેથી વધુ છે. ૧૦ સામટી લેનારને એક પ્રત ભેટ!

ગ્રાહકોએ પોતાનું નામ, ઠામ અને ગામ શુદ્ધ અક્ષરથી "પોસ્ટ કયાર્ડ"માં લખી મોકલવું અગર તો રૂબરૂમાં કહેવું; એટલે તેઓનું મુબારક નામ અમે અમારી "આશ્રય પત્રિકા"માં ઘણાજ આભારપૂર્વક લખીશું. પ્રથમ વિભાગના જેઓ ગ્રાહક થયાછે, તેઓનો હું ઘણોજ આભારીછું.

# દ્વિતિય વિભાગ.

નીચે પ્રમાણે બીજા ભાગના ૯ પ્રકરણ કરવામાં આવ્યા છે. દિલ્લીનો દરબાર, મધુર અવાજ, સિદ્ધપુરમાં ગભરાટ, ઝપાઝપી, વૃદ્ધ સન્યાસી અને બે યુવતીઓ, ચાંદની રાત્ર, લડાઈ, સલીમ અને નુરજહાં, લગ્ન અને આનંદ.

વિનંતી,

કર્त्ता.

લખો. ☛ રામચંદ્ર બળવંતરાવ.
ઠે. ત્રણ દરવાજા—બાબુરાવનો મેહેલ્લો.
મુ. અમદાવાદ.